૬

# અથ મહાવજી ભાઈ સોરઠીઆ કૃત શ્રી સજ્જન મંડન ગ્રંથ આરંભ

## અધ્યાય- ૧॥

શ્રી વલ્લભ વર વંશ્ય મુગટ મણી,
શ્રી વલ્લભ અવતાર,
શ્રી વલ્લભ યુગ યુગ જીવો,
શ્રી વિઠ્ઠલ રાજકુમાર ॥

અથ સજ્જન મંડન, ગ્રંથ

સત્ય કર્મરૂપી પ્રગટ થયેલો ક્યારો, જેને શેષ નારાયણની છટાદાર ફેણ ઉપર, નિવાસસ્થાન છે, તેથી પૃથ્વી રૂપી જેમનુ પાત્ર છે, જેને સમુદ્ર રૂપી તેલ છે, હીમાલય પર્વત રૂપી જેમાં મોટી દિવેટ (વાટ) રહેલી છે. સુર્યની માફક અભિષ્ટ વસ્તુ આપનારો, જેમાથી અનેક પ્રકારના કાજલો ઉત્પન્ન થાય છે, અસુરોરૂપી પતંગીયાં જેમાં પડીને નષ્ટ થઇ જાય છે તેમજ સત્ય પુરૂષોના સમુહમાં, જેમને પોતાના પવિત્ર કીરણો ફેલાવ્યાં છે, એહવો શ્રી વલ્લભજીના પ્રતાપરૂપી શોભતો દીવો ત્રણે લોકમાં પ્રકાશી રહયો છે ॥ ૧ ॥

અત્યંત શોભાવાલા વ્રજમાં સુંદરીજન, શ્રી ગોપી જનના મન રૂપી રત્નની ચોરી કરવામાં પ્રસિધ્ધ ચોર, સંપત્તિવાલા શ્રી ગોકુલમાં નિવાસ કરનારા, સજ્જન પુરૂષોના વક્ષસ્થલના અલંકારમાં શોભીતા મણી જેવા, રાસના આનંદથી મદમાતી વૃજાંગનાઓ સાથે કામશાસ્ત્ર સંબધી વિવિધી ક્રિડા કરનારા, અને પોતાના ભકતોના સર્વસ્વની રક્ષા કરવામાં ચતુર એહવ શ્રી વઠ્ઠલેશ પ્રભુ રૂપે બીરાજતા શ્રી ગોકુલનાથજી ભુતલઉપર બિરાજી રહયા છે ॥ ૨ ॥



નીજ ભકતોની અભિલાષાને પુરનારા, ત્રણ લોકમાં અદ્દભુત રસ આપનારા, પોતાના ભકત જનને સુખપુર્વક પ્રાપ્ત થનારા, અને સત્ય પુરૂષો મંગલના સમુદ્રરૂપી, એવા શ્રી વલ્લભ પ્રભુનાં ચરણ કમલને, સારી રીતે વંદન કરીને, શ્રી વિઠ્ઠલેશ્વરજી - શ્રી વિઠ્ઠલેશ્વરજી શ્રીગુસાંઇજીના પુત્ર શ્રી વલ્લભજીના, નિર્મલ અને સારૂં ફલ આપનારા, શ્રી સજ્જનોનાં ઘરેણાંને સજ્જન મંડન નામના ગ્રંથને કહે છે ॥ ૩ ॥

નામ માત્રથી જેઓ પોતાના ભકતોના સમગ્ર પાપને દુર કરનારા, લૌકીક અલૌકીક કામનાને દેનાર ભકતોની ઇચ્છાને શીઘ્ર પુરણ કરનારા, અને સુંદર કમલની અત્યંત શોભાવાલાં નેત્ર છે, એવા શ્રી વલ્લભાધિશ પ્રભુના પુત્ર શ્રી ગુસાંઇજીનુ સ્મરણ કરીને મહાવજીભાઇ પ્રસિદ્ધ ભકત, વિવિધી રસવાળા સજ્જન મંડન ગ્રંથને કરે છે. રચે છે ॥ ૪ ॥

હુ સ્વાર્થમાં ચતુર નથી, વ્યાકરણ ને સાહિત્ય દ્રષ્ટિથી પદ છંદ અલંકાર અને શબ્દો જાણવાને અસમર્થ છું, આ દોષયુકત છે - અને દોષવગરનું છે. તેવો વિચાર કરનારી બુધ્ધિ મારામાં નથી, તેમ મને બીજા કોઈ દેવનો આશ્રય નથી, હું તો શ્રી ગુસાંઇજીના પુત્ર, શ્રીવલ્લભ પ્રભુનાં બે ચરણ કમલને સંગ્રહીને બાલક જેવી બુધ્ધિ વાલો છુ, તેવો હોઇને પણ આ ગ્રંથ કરૂં છું તે સત્ય છે. ॥ ૫ ॥

સંવત ૧૬૭૮ ના મંગલકારી ફાગુણ માસમાં, શ્રી વિઠ્ઠલેશજીના પુત્ર શ્રી વલ્લભપ્રભુ શ્રી ગોકુલમાં પોતાના ભકતજનો સાથે બીરાજી રહયા હતા, ત્યારે શ્રી વલ્ભજીના બે સેવકોએ, વ્રજપતિને શુભવારતા પ્રસંગ એવી રીતે કહયો હતો ॥ ૬ ॥

ત્યાંહાં કોઇ એક વૈષ્ણવે, શ્રી વલ્લભજીના ચરણ કમલમાં આસકત ને કૃપાના ભંડાર રૂપ એવા કોઈ વૈષ્ણવોત્તમ ભગવદ્દીને પ્રશ્ન કર્યો ॥ ૭ ॥

વૈષ્ણવે કહયું કે હે વૈષ્ણવોત્તમ ભગવદ્દી તમો સજ્જન છો, અને

શ્રીવલ્લભજી ના ચરણ કમલમાં રહેલા પરાગને ગ્રહણ કરનારા છે, તેથી શ્રીવલ્લભના પ્રાગટ્ય વિગેરેનું જે ચરિત્ર છે તે મને સંભલાવો ॥૮॥

આ અખુટ ઐશ્વર્યવાલા , અને અનેક પ્રકારની અલૌકીક શોભાવાલા , વૃજના ઇશ્વર શ્રીવલ્લભજી , પૃથ્વી ઉપર મનુષ્ય સ્વરૂપે શા સારૂ પ્રગટ થયા હશે ? તે બધું મને કહો, આપ આ શ્રીજીનુ ચરિત્ર મને ઘણું પ્રિય લાગે છે ॥૯॥

વૈષ્ણવોત્તમ ભગવદી કહે છે કે , હે વૈષ્ણવો ! આપશ્રીના પ્રાગટ્યનું કારણ ઘણુંજ ગુઢ છે , દરેકને પ્રિય લાગે તેવુ છે, " રસનુ ધામ છે " બ્રહ્માદીક દેવતાઓ ને પણ ન સમજાય તેવુ છે , અને વિશુદ્ધ રસીક જનોના આશ્રયરૂપ છે, હું જોકે બરાબર જાણતો નથી . મારા હૃદયમાં શ્રીવલ્લભજીનો યશ અને, " ચરણકમલને ધારણ કરીને હું જેવિ રીતે જાણું છું, તે તમને કહીશ ॥ ૧૦ – ૧૧ ॥

કૃપારૂપી અમૃતથી પરિપૂર્ણ પોતાના ભકતોરૂપી કમલની પંગતીને ખુશ કરનારા , આ શ્રી વલ્લભજીરૂપી ચંદ્રમા , વૃજમાં શોભી રહયો છે ॥૧૨॥

શ્રીમદાચાર્ય ચરણ શ્રીવલ્લભચાર્યજી , જેને શ્રીવિઠ્ઠલેશજી શ્રીગુંસાઇજી અને શ્રીવિઠ્ઠલેશજીના પૂત્ર શ્રીવલ્લભજી , એ ત્રણે એક સ્વરૂપે બીરાજી રહ્યાં છે , વિવિધી દૈવી કાર્ય કરવા માટે , જુદા જુદા સ્વરૂપને ધારણ કર્યાં છે ॥૧૩॥

પહેલા શ્રીયશોદાજીના , પુત્રરૂપે પ્રગટ થઇને શ્રી વૃદાવનમાં , અનેક સ્વરૂપથી , શ્રી વૃજાંગનાઓ સાથે જેણે રાસલીલા કરી હતી , તે વ્રજના અધિપતિ, શ્રીપૂર્ણ પુરૂષોત્તમ પ્રભુએ, હમણાં પૃથ્વી ઉપર આચાર્ય વેશથી, ત્રણ સ્વરૂપે પ્રગટ થઇને, વિશુદ્ધ ક્રીડા કરવા માટે ઇચ્છા કરી છે. ॥ ૧૪–૧૫ ॥

પહેલા શ્રષ્ટિના આરંભકાલમાંજ ભુમંડલમાં , પ્રભુની અનેક લીલા કરવાની ઇચ્છાથી, " દૈવી અને આસુરી " આપ્રમાણે બે પ્રકારની સૃષ્ટી, પોતાનાથીજ ઉત્પન્ન થઇ હતી ॥૧૬॥

પ્રભુના વામ (ડાબા) અને દક્ષિણ (જમનો) એવા ભ્રગુટીના ભ્રંગથી, અર્થાત કૃપા કટાક્ષથી" દૈવી અને આસુરી જીવોના માટે ઉત્પન્ન કરનારા, કાલ ક્રમને લીધે તે બંને સૃષ્ટીઓ પરસ્પર મલી ગઇ "અને મોહ કરનારી માયા ને આધિન થઈ "૧૮" હવે કાલ બલથી પ્રેરણા પામેલા" દરેકજીવો તેને આધિન થયાં "અને માયાથી તેમના ચીત્ત હરાઇ ગયાં છે, તોવ તે જીવો વ્યકત, યુકત અને અવ્યકત" પ્રગટ નહી થએલા તે તત્વોમાં ભટકવા લાગ્યા "૧૯"અને ત્યાંહાં પણ માહાદેવજીના કહેલા માર્ગ રૂપી અંધકારથી, કેવલ આંધળા જેવા થઇને અચ્યુત ભગવાનને બીલકુલભુલી ગયા ॥ ૨૦ ॥

અત્યારે પૃથ્વી ઉપર ધર્મનો શત્રુ" કુલીયુગ આવ્યો છે" તેથી દરેક મનુ-ષ્યોના ચિત્ત વિશેષ કરીને ભમી રહ્યાં છે "૨૧" માહાદેવજીના બતાવેલા માર્ગથી જેહોનાં નેત્ર અંધકાર યુકત બનેલા છે. તેવા તે કલીયુગના જીવોમાંથી કોઇ પણ મનુષ્ય પ્રભુના સ્વરૂપને સમજવાને તેમજ તેની સેવા કરવાને કુશલ થયો નથી "૨૨" દૈવી સૃષ્ટી જે જીવો હતા તે પણ અહીં કલયુગમાં માહાદેવજી ના માર્ગના અંધકારથી નષ્ટ બુધ્ધિવાળા થઇને, નિશ્ચય વગરના થઇ ગયા છે. ॥ ૨૩ ॥ કુલીયુગના જીવોમાંથી કોઇક તો વળી શ્રી હરી, અને તેમની વિભુતીમાંથી બનેલા દેવતાઓનું પૂજન અભેદ દ્રષ્ટિ થી કરેછે" ભક્તિ માર્ગ ને ઇચ્છનારા જ્ઞાની ભકતો પણ " સ્વપ્નમાં એ શ્રી હરીના સ્વરૂપને જાણી શકતા નથી "૨૪" તેવી પરીસ્થિતી કલયુગમાં વ્યાપ્ત થઈ ગઈ હતી"ત્યારે પોતાના ભકતોના કૃપાસીંધુ શ્રીવ્રજેશ પ્રભુને, મનુષ્ય દેહનો આશ્રય કૃરીને પણ, મ્હારા ભકતોને સ્વરૂપ સુખનું દાન કરીશ, આવા પ્રકારની ઇચ્છા થઇ ૨૫, ત્રણ સ્વરૂપો ને ધારણ કરી હુ વ્રજમાં રમણ કરીશ અને રસરૂપ વ્રજના ઇશ્વર તરીકે મને મ્હારા ભકતો જ સમજી શકશે, બીજો કોઇ પણ મ્હારા સ્વરૂપને જાણશે નહી ॥ ૨૬ ॥ જેનુ કુલ ઘણુ ઉત્તમ છે અને જેની મતી અત્યંત પ્રભુ પરાયણ છે તેવા બ્રાહ્મણના વંશમા મનુષ્ય સ્વરૂપે પ્રગટ થઇને, મારા ભકતોનુ હું પ્રિય કરીશ ॥ નિવેદન મંત્રની દિક્ષાદ્વારા" દૈવીજીવોને મારા ચરણના આશ્રય વાલા કરીશ ॥ ૨૭ ॥

ત્યારેજ મારા તે દૈવી જીવો દરેક પ્રકારના, તે અલૌકીક સુખવાલા થશે ॥૨૮॥
વૈષ્ણવોત્તમે કહયું, હે વૈષ્ણવ આવી રીતે પોતાના ભકતજનોના આનંદના
હેતુ માટે, તેમજ ધર્મની રક્ષા કરવા માટે" સદાનંદ શ્રી કૃષ્ણપ્રભુ એ"
આવી રીતે વિચાર કરીને, સ્વરૂપ ધારણ કરવા માટે મનમાં ધાર્યુ ॥૨૯॥
દૂધમાં મળી ગએલું પાણી તુર્તજ દૂધ જેવુ થઇ જાય છે" હવે કોઇ મોટો
મનુષ્ય પણ તે મલેલા દૂધને અને જલને જુદાં પાડી શકે નહી ॥૩૦॥
પરંતુ તે દૂધ અને જલને જેની તીવ્ર બુદ્ધિ છે, તેવો હંસ તુર્તજ સુખપુર્વક
જુદા પાડી નાખે છે" પરંતુ બીજો મનુષ્ય તો સેંકડો કલ્પનો સમય વીતી જાય'
તો પણ જુદા પાડી શકશેજ નહી ॥૩૧॥
તેવીજ રીતે વ્રજની શ્રીમંતીની (ગોપીઓ) રૂપી કમલોમાં ખેલનારા
હંસરૂપી શ્રી હરીએ ઉપાસના, અને નિર્ગુણ ભકિત રૂપી જલ અને દુધને
જુદા કરવા માટે પોતાની ઇચ્છા કરી અર્થાત ઉપાસના અને ભકિતનું
મિશ્રન થઈ જવાથી નિર્ગુણ ભકિત માર્ગનુ સ્વરૂપ સમજાતુ નહતુ" તેથી
ઉપાસના સગુણ છે, અને ભકિત માર્ગ નિર્ગુણ છે," તેનુ પ્રથક્કરણ
કરવાની ઇચ્છા કરી ॥૩૨॥
ઇતિ શ્રી સજ્જન મડને ગ્રંથ શ્રીગોકુલવાસી માહાવ વિરંચિત ભકતાર્થે
ભગવદાવતારા નામ પ્રથમ અધ્યાય સંપૂર્ણ ॥૧॥

### શ્રી સજ્જન મંડન ગ્રંથ
### અધ્યાય ॥ ૨ ॥

શ્રીમદવલ્લભાચાર્યો વિજય તે,
અથ શ્રીવલ્લભ ચરિત્ર અધ્યાય બીજો આરંભ છીએ.

વૈષ્ણવોત્તમ કહે છે કે, ભારત વર્ષની દક્ષિણ દિશામાં, તેલંગ નામનો
દેશ કહેવાય છે, ત્યાંહાં માહાદેવજીની ઉપાસના કરવાવાલા કેટલાક મનુષ્યો
માહાદેવની ભકિત કરે છે, ॥૧॥ તે દેશમાં કાંકર કુંભ નામનુ એક નગર છે,
અને શ્રી રંગનાથ પ્રભુની નજદીક તે શહેર આવેલું છે. ॥૨॥
તે નગરમાં અચ્યુત ભગવાનના એક મહાનુભકત ગંગાધર પંડીતે, અનેક
સોમયોગો કર્યા, તેમને ત્રણ સ્ત્રીયો હતી, અને ત્રણેય સ્ત્રીઓથી નવ પુત્ર

ઉત્પન્ન થયા હતા, તેમાં સદ્ગુણી અને અતિ પાવત્ર આચરણ વાલા, એક વલ્વભ નામના પૂત્ર થયા ॥૩॥
ગંગાધર દીક્ષીત ના પૂત્ર વલ્લભ દિક્ષીત; સર્વની માફક પોતાના વિદ્યાના તેજથી શોભી રહ્યાં છે. તેમનું ચીત્તધર્મ રક્ષા માટે ઘણુજ પવિત્ર છે. ॥૪॥
તે વલ્લભ દિક્ષીત ને ત્યાંહાં, બ્રહ્માજીની સમાન વેદ શાખના પારંગત, ધર્મમાર્ગમાંજ મનોવૃતિ રાખનારા, અતે સત્ય વ્યકતા, લક્ષ્મણ દિક્ષીત નામના પૂત્રનો જન્મ થયો ॥૫॥ લક્ષ્મણ દિક્ષીતજીની પત્નિનુ નામ લક્ષ્મીજી (ઇલ્લમાગુરુ) હતુ; તે સારાં ગૂણવાલાં રૂપ અને લક્ષણવાલાં, અદેખાઇ અભિમાન વગરના અને એક સાધ્વી તરીકે પ્રસિધ્ધ હતા ॥૬॥
હવે ભગવાન જગદીશ પ્રભુએ લક્ષ્મણ ભટ્ટજી, અને લક્ષ્મીજીને [ઇલ્લમાગુરુ] ત્યાંહાં અગ્નિ સ્વરૂપે પુત્ર ભાવથી, પ્રગટ થવાનો વિચાર કર્યો ॥૭॥
હવે એક સમય સારા લક્ષ્મણ જેને પ્રિય છે, તેહવા લક્ષ્મીજી રાત્રઓ, પોતાના ઘરમાં સુતા હતા, ત્યારે સાક્ષાત પ્રભુએ આપેલુ એક સ્વપ્ન જોયું ॥૮॥
સ્વપ્નમાં અતિ તેજસ્વી અને તેજોમય જેમનુ સ્વરૂપ છે; તેવા અગ્નિ ભગવાન, પવિત્ર બ્રાહ્મણના વેશથી; લક્ષ્મણ ભટના પત્નિ લક્ષ્મીજીના સમક્ષ પધાર્યા ॥૯॥ અને બ્રાહ્મણને ઉદ્દેશીને અગ્નિ ભગવાને, ચંદ્ર બિંબની સમાન આકારવાલી તેમજ રસથી પરીપૂર્ણ એક રૂપાની થાલી બે હસ્તમાં ધારણ કરીને, લક્ષ્મીજીને આજ્ઞા કરી ॥૧૦॥
અગ્નિદેવ કહેવા લાગ્યા કે હે લક્ષ્મીજી મારા આપેલા આ ઉત્તમ રસનુ જલદી પાન કરો, વૈષ્ણવોત્તમ ભગવદી કહેવા લાગ્યા કે હે વૈષ્ણવ તુરતજ લક્ષ્મીજીએ શ્રીહરીની આજ્ઞા પ્રમાણે, તે રસની થાલી બે હાથથી ધારણ કરીને, તેમાં રહેલા ઉત્તમ રસનું પાન કર્યું ॥૧૧॥
પ્રભુ શ્રીહરી આશિરવાદ અપીને પધારી ગયા, લક્ષ્મીજી ભગવાનના આશરવાદના વચન સાંભલતાંજ, એકદમ જાગી ઉઠ્યા, અને સ્વપ્નની દરેક હકીકત પ્રસન્ન થતા થતા, પોતાના પતિ શ્રીલક્ષ્મણ ભટજીને સંભળાવી ॥૧૨॥
ત્યાર પછી આનંદથી પરીપૂર્ણ એવા લક્ષ્મીજીએ, અતિ પ્રીય એહવા લક્ષ્મણ ભટજીથી ગર્ભને ધારણ કર્યો, અને ગર્ભમાં ભગવાન પધારવાથી, લક્ષ્મીજીની શોભામાં વધારો થયો ॥૧૩॥

હવે અગ્નિ સ્વરૂપ ભગવાન લક્ષ્મીજીના ગર્ભમાં સરસ્વતિજી સાથેજ બીરાજી રહ્યા છે, તેમને પ્રયાગ તરફ પધારવાની ઇચ્છા થઈ, ॥૧૪॥ તે વખતે દક્ષિણ દેશમાં અન્ય દેશના રાજાનુ આક્રમણ થયું, તેથી તેલંગ દેશના મનુષ્યોએ કાશી તરફની યાત્રા કરવાની તૈયારી કીધી ॥૧૫॥ મ્લેચ્છોના ઉપદ્રવથી પ્રભુસેવા ભક્તિમાં બાધ આવશે આવા કારણોથી લક્ષ્મણ ભટ્ટજીએ પણ કાશી નીવાસ કરવાનો નિશ્ચય કર્યો. ॥૧૬॥ અને સહકુટુંબ યાત્રિઓની સાથે કાશી તરફ જવા માટે રવાના થયા, રસ્તામાં જતા ચંપારણ્ય નામના પવિત્ર સ્થલમાં, ભીમરથી નામની નદીના કિનારે, સગર્ભા લક્ષ્મીજીના ઉદરમાં મોટી પીડા થવા લાગી ॥૧૭॥ અને તેજથી પરીપૂર્ણ પ્રકાશ કરનારા, ભગવદ્રૂપ અલૌકીક એવા, તે લક્ષ્મીજીના સાત માસના ગર્ભનો તેજ વખતે સ્ત્રાવ થયો ॥૧૮॥ વિક્રમ રાજાના સંવત ૧૫૨૯ ના વર્ષમાં, વૈશાખ માસના કૃષ્ણપક્ષમાં; પવિત્ર એવી એકાદશીના દિવસે, દરેકને આનંદ આપનારા મધ્ય રાત્રીના સમયમાં, ભક્તોના પાપનો નાશ કરનારા, અગ્નિ ભગવાન, અલૌકીકપણાથી, શ્રીવલ્લભ સ્વરૂપે પ્રગટ થયા ॥૧૯॥ શ્રીવલ્લભના સ્વરૂપમાં શ્વાસનો વહેવાર ગુપ્તરૂપે ચાલતો હોવાથી, શ્રીલક્ષ્મણ ભટ્ટજી અને લક્ષ્મીજી, બન્નેનો હર્ષ જતો રહ્યો, અને આશ્ચર્ય પામ્યા. ॥૨૦॥ શ્રી લક્ષ્મણ ભટ્ટજીએ એક સારા કોમલ એહવા સ્થલમાં, કે જ્યાંહાં સુખ પૂર્વક બાલકને કષ્ટ ન પડે, ત્યાં મૃત જાણી પધરાવીયા, અને દુઃખી થતા લક્ષ્મીજી સાથે, યાત્રિયો જોડે ચાલ્યાં ॥૨૧॥ હવે બીજે દિવસે લક્ષ્મણ ભટ્ટજીએ, આગળ મુકામ કર્યો, ત્યાંહાં રાત્રિએ સાક્ષાત રંગનાથ ભગવાને સ્વપ્નમાં પધારીને લક્ષ્મણ ભટ્ટજીને આજ્ઞા કરી ॥૨૨॥ રંગનાથ ભગવાને કહ્યું કે, તમો સવારે ઉઠીને જલદીથી જે સ્થલે તમારા બાલકને મુકી આવ્યા છો. ત્યાં જઇ બાલકને પ્રાપ્ત કરી પ્રસન્ન થતા કાશી જજો, તે બાલકથી તમો સુખી થશો ॥૨૩॥ વૈષ્ણવોત્તમે કહ્યું, ત્યાર બાદ સવારે લક્ષ્મણ ભટ્ટજી પોતાના પરીકર વર્ગ સાથે જ્યાં બાલક પધરાવ્યા હતા. તે સ્થલે સ્વપ્નમાં પધારેલા ભગવાનની આજ્ઞાથી; પ્રસન્ન થઈ જલદી ગયાં ॥૨૪॥ અને તેમને આનંદ આપે તેહવાં મંદ હાસ્યકરતા, કરોડો સૂર્યની માફક, તેજસ્વી

તેજનું તેજ સુખરૂપ છે, તેવા ચંચલ નેત્ર કમલવાલા, તેમજ અનેક કામદેવના મનને હરનારા, સુંદર બાલકનાં તેમને દર્શન થયા ॥૨૫॥ કરોડો કામદેવથી પણ અધિક શોભાવાળા, અને વિવિધી પ્રકારના રસોથી જેમનું મુખારવિંદ પ્રફુલીત થયું છે, તેવા સ્વાભાવીક મંદ હાસ્ય કરતા કરોડો સૂર્યની માફક તેજસ્વી જેમનુ તેજ સુખરૂપ છે, તેમજ દરેકના ચિત્તને હરણ કરનારા, પોતાના બાલકને જોઇને, લક્ષ્મણ ભટ્ટજી અને તેમના પત્નિ બંન્ને, અનેરા આનંદને અનુભવવા લાગ્યાં ॥૨૬॥ પોતાના જમણા ચરણના અંગુઠાને મુખમાં પધરાવી, તેનુ પાન કરવામાં ઉત્સાહવાલા અને સ્નેહથી પરીપૂર્ણ તેમજ ચપલ એવા પોત.ના વિશાલ નેત્રોથી સુંદર બનેલા, તે બાલકને લક્ષ્મણ ભટજીએ, પોતાના ખોલામાં પધરાવીને ચુંબન કર્યું, અને લક્ષ્મણ ભટ્ટજીના પત્નિ પણ, પોતાને ભાગ્યશાલી માની, અપૂર્વ આનંદ અનુભવવા લાગ્યા ॥૨૭॥ લક્ષ્મણ ભટજીએ પ્રાણથી પણ વ્હાલા એવા પોતાના બાલકને. પોતાની પત્નિના ખોલામાં પંધરાવ્યા, અને માતાએ પણ અત્યંત વ્હાલા એવા બાલકને, સ્તનપાન કરાવ્યું, અને રસ્તે પડ્યાં; ॥૨૮॥ વૈષ્ણવે પૂછયુ કે હે ભગવદીય માહાનુભાવ, જયારે તે બાલકને વનમાં પધરાવ્યા હતા, ત્યારે તે બાલક વનમાં શી રીતે રહી શકયા, અને ત્યાં શું કર્યું; આ બધુ સાંભળવાની મારી તીવ્ર ઇચ્છા છે, માટે વિસ્તાર પૂર્વક મને સમજાવો ॥૩૦॥ ત્યારે તે વૈષ્ણવોત્તમ કહયુ, કે હે વૈષ્ણવ, અગ્નિના સ્વરૂપવાલા તે બાલકને મૃત સમજીને, જયારે વનમાં પધરાવવા આવ્યા, ત્યાર પછી ત્યાંહાં શું થયું તે સંબંધી ચરીત્ર તમને કહુ છું ॥૩૧॥ ત્યાંહાં કેટલી એક વિશુદ્ધ રસવાળી. અને પવિત્ર અંતઃકરણ વાલી દેવીયો રહે છે, શ્રીકૃષ્ણાવતાર વખતે અનન્ય પૂર્વા ગોપ કુમારીકાઓએ, આ દેવીઓનો અંગીકાર કર્યો હતો, અર્થાત ઉપરોકત પ્રભુનાં સ્વરૂપમાં આસકત દેવીઓએ રસરૂપ શ્રી કૃષ્ણ પ્રભુનો સાક્ષાત્કાર કરાવવા માટે ઇચ્છા કરી હતી, પરંતુ ભગવદ ઇચ્છા ન હોવાથી તે સમયે, તે દેવી ભકતોને પ્રભુનો સાક્ષાત્કાર થયો નહી, ॥૩૨॥ તે દરેક દેવીઓને દર્શન આપવા માટે અગ્નિ સ્વરૂપે, શ્રીકૃષ્ણ પ્રભુ અલૌકીક રૂપ ધારણ કરીને, ચંપારણ્યમાં આખી રાત્રી બીરાજ્યા

અને દેવીઓને કૃતાર્થ કરી ॥૩૩॥ વૈષ્ણવ પૂછે છે તે કે તે દેવીઓ કયાંથી આવી હતી? તેઓએ શું પૂણ્ય કર્યું હતું? કે જેથી તે વ્રજના ઈશ્વર શ્રીકૃષ્ણ પ્રભુને અગ્નિ સ્વરૂપે દર્શન આપવુ પડયું તે વિસ્તાર પૂર્વક સમજાવો ॥૩૪॥ ઇતિ શ્રી સજ્જન મંડને શ્રી ગોકુલવાસી માહાવ વીરંચી તમ શ્રી વલ્લભાચાર્યો પ્રાગટ્ય નીરૂપણો નામ. દ્વિતીયો અધ્યાય સંપુર્ણ.

## અધ્યાય ॥૩॥

શ્રી ગોકુલેશો જયતિ. અથ સજ્જન મંડન તૃતિય અધ્યાય આરંભ.

વૈષ્ણવોત્તમે કહયું કે, પૂર્વકાલમાં વિષ્ણુ ભગવાનના ભકત, એવા અગ્નિકુમાર મુનીઓ, બ્રહ્માજીના પુત્રપણાને પ્રાપ્ત થયા હતા, અને સારા વ્રતવાળા તેમજ તપસ્વીઓ હતા ॥૧॥ પિતાની આજ્ઞા ન માની તેથી સમગ્ર અગ્નિ કુમારો ગોદાવરી નદીના તીર ઉપર ભગવાન શ્રીહરીની સેવા કરવા ગયા હતા. કે જેમનાથી નિત્યાસુખની પ્રાપ્તી થાય, ॥ ૨ ॥ હવે પોતાના પિતા દશરથની આજ્ઞાને પાલણ કરનાર, શ્રી રામચંદ્ર ભગવાન સીતાજી અને લક્ષ્મણજીની સાથે પંચવટીના, વનમાં પધાર્યા ॥ ૩ ॥ ત્યાંહાં ઉપર જણાવેલા ભગવાન ના ભકતો અગ્નિકુમારોએ, અતિ તેજસ્વી એવા શ્રી રામચંદ્રનાં એક દિવસે દર્શન કર્યા ॥ ૪ ॥ જેમની ડાબી તરફ શ્રી સીતાજી એક કુલાંગના તરીકે બીરાજી રહ્યાં છે, અને જમણી તરફ ધનુષ્ય ધારણ કરનાર, શેષાવતાર લક્ષ્મણજી બીરાજી રહ્યા છે. ॥ ૫ ॥ તેમજ સાક્ષાત શ્રી કૃષ્ણનો જાણે આવેશ ના હોય તેવા સુંદર નેત્રવાલા, શ્રી રામચંદ્રજી નાં દર્શન કરીને અગ્નિકુમારો પરસ્પર કહેવા લાગ્યા ॥ ૬ ॥ કે આ સીતાજી આહવા શ્રી રામચંદ્રજી સાથે નિરંતર રમણ વિહાર કરે છે, તેથી તે ઘણાજ ભાગ્યશાળી છે. આવા ભાગ્ય આપણાં કયાંથી હોય, કે જેથી નિત્ય સુખનો અનુભવ થાય. ॥૭॥ વૈષ્ણવોત્તમ કહે છે કે આવિ રીતે અગ્નિ કુમારોને શ્રી રામના સ્વરૂપમાં આસક્તિ થઇ, તે વખતે શ્રી રામચંદ્રજી એ, જેમનાં મન કામ ભાવથી રસીક બની ગયાં છે, તેવા અગ્નિકુમારો ને કહ્યું, તમો અત્રે શા માટે આવ્યા છો? તમારા મનમાં શી ઇચ્છા છે, તે તમો મને કહો, હું તમારા ઉપર પ્રસન્ન થયો છું

તમારી ઇચ્છા પુર્ણ કરીશ ॥ ૮ ॥ અગ્નિ કુમારોએ કહ્યું, આપના ચરણકમળના ચર્ણામૃતની પ્રાર્થના અમે કરીએ છીએ, આપ તો અંતર્યામિ છો, એટલે બધુ જાણો છો. અમો વધારે શું કહીએ ?, ॥૯॥ વૈષ્ણવોત્તમે કહયું કે, આવી રીતે શ્રી રામચંદ્રજી અને અગ્નિ કુમારો વચ્ચે વાર્તા આલાપ થઈ રહયો હતો, તે બધું સીતાજી સાંભળતાં હતાં, સીતાજી તરતજ વચમાં બોલી ઉઠ્યાં, કે હે અગ્નિ કુમારો એક પત્નિ વ્રતને પાલન કરનારા, શ્રી રામચંદ્રમાં તમોએ આવી બુધ્ધિ કરી છે. તેથી તમો અવિદ્યાના મુખમા પડજો ॥૧૧-૧૨॥ વૈષ્ણવોત્તમે કહયું કે આવી રીતે કરૂણાના ભંડાર શ્રીરામચંદ્રજી, સીતાજીના શ્રાપયુક્ત વચનને સાંભળીને, સીતાજી ઉપર ક્રોધ કરતા કહેવા લાગ્યા, ॥૧૩॥ શ્રી રામચંદ્રજીએ કહયું કે હે નિષ્પાપ સીતાજી ! તમે આ વૈષ્ણવ અને સાધુ તરીકે પ્રસિધ્ધ પામેલા અગ્નિ કુમારોને શા માટે શ્રાપ દીધો ? તેઓ તો વિશુધ્ધ રસવાલા છે. અને આધારણ તેજથી જગતને પ્રકાશ આપનારા ॥૧૪॥ આવી રીતે સીતાજીને કહીને, શ્રીરામચંદ્રજીએ મનમાં વિચાર્યું કે, હું તો આ આવતારમાં વ્રજમાં રાસ કરી શકું નહી, તેમજ આ અગ્નિકુમારો તો મારામાં કેવલ મનને પરોવીને મ્હારી ભકિત કરી રહ્યાં છે, અને તેથી તેમના દરેક પાપ નાશ પામ્યા છે. માટે તેઓને રાસ રસનું સુખ આપવું જોઇએ, ॥૧૫-૧૬॥ આવી રીતે નિશ્ચય કરી શ્રીરામચંદ્રજીએ, તે વિશુધ્ધ રસવાલા બ્રહ્માજીના પુત્રોને અગ્નિકુમારોને આજ્ઞા કરી કે, તમો સર્વે સારસ્વત કલ્પમાં પૂર્ણ મનોરથવાલા થશો, ॥૧૭॥ હવે સીતાજી એ જે શ્રાપ આપ્યો છે. તે પણ સત્ય કરવા માટે, પોતાના સ્વરૂપમાંથી ઇર્ષાના સ્વરૂપવાલી અવિદ્યાને ઉત્પન્ન કરી, અને અગ્નિકુમારોના કલ્યાણ માટે ભગવાન અવિદ્યાને કહેવા લાગ્યા ।૧૮। શ્રીરામચંદ્રજી કહે છે કે, જયારે સારસ્વત કલ્પ આવે ત્યારે તે દરેક અગ્નિ કુમારોને સ્રીઓના સ્વરૂપથી ઉત્પન્ન કરી મને આપશો; કારણકે તેઓના મન બુધ્ધિ વિગેરે મારામાંજ ધારણ કરેલા છે. ॥૧૯॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા કે, શ્રીરામચંદ્રજીની આજ્ઞાથી અગ્નિકુમારો રાજી થતા પોતાના આશ્રમમાં ગયા અને ભગવાન પણ પિતાજીના વચનની અવધિ પૂર્ણ થતા, સીતાજી અને લક્ષ્મણ સાથે અયોધ્યામાં પધાર્યા ॥૨૦॥ હવે અગ્નિકુમારો તો સાક્ષાત રસ સ્વરૂપ હતા, એટલે શ્રાપ લાગ્યો નહી. પરંતુજ જયારે રસરૂપનુ તિરોધાન થયું,

ત્યારે તેમના શ્રાપની અસર થઈ. ॥૨૧॥ અને જ્યારે સારસ્વત કલ્પ પ્રાપ્ત થયો, ત્યારે તે અગ્નિ કુમારો પ્રભુની ઇચ્છાથી, ગૌડ દેશમાં સ્ત્રીઓ થયા, અને જંગલમાં સાત્વિક ભાવથી રહેવા લાગ્યા ॥૨૨॥ અને કેટલાંક દૈવી પુરુષો પણ વ્રજમાં ગુર્જર નામની જાતીમાં ઉત્પન્ન થયાં, તેમજ શ્રીહરી પણ શ્રી નંદજીના ઘરમાં વ્રજેશ્વર સ્વરૂપે પ્રગટ થયા ॥૨૩॥ હવે તે તરફના વનમાં કેટલીક રસપ્રિય દેવીઓ વસે છે, તેઓ ઉપર્યુકત કુમારીકાઓ (અગ્નિકુમારો)ની મનવચન અને કાયાથી સેવા કરવામાં તલ્લીન બન્યા છે॥૨૫॥ તે દેવીઓની સેવાથી જેમના અંતઃકરણ ઘણાંજ સંતુષ્ટ થયાં છે, તેવી રીતે સઘલી કુમારીકાઓ પ્રસન્ન થઇને, દેવીઓને સુખ થાય તે પ્રમાણે કહેવા લાગી ॥૨૬॥ ગોપ કુમારીકાઓએ કહયું કે હે દેવીઓ હવે અમો સર્વ શ્રેષ્ટ એવા નંદાલયમાં જઇશું. અને ત્યાં પ્રસંગ પ્રાપ્ત થતાં તમો દરેકને બોલાવીશું ॥૨૭॥ વૈષ્ણવોત્તમ કહે છે કે, ત્યાર પછી નંદરાયજીની આજ્ઞા પ્રમાણે, જે ગોવાલીયા આવ્યા હતા, તેઓ સુંદર અને પ્રસન્ન થયેલી નાનો નાની કુમારીકાઓને લઇને વ્રજમાં આવ્યા ॥૨૮॥ અને તે ગોપ-કુમારીકાઓને, પૂર્વ જન્મમાં જે કામભાવ ઉત્પન્ન હતો, તે વિવિધી કામનાઓ વ્રજમાં નાના નાના બાલકો રૂપે ઉત્પન્ન થયાં, અને તે સીતાજીના શ્રાપ પ્રમાણે અવિદ્યારૂપી પુતનાના મુખમાં નષ્ઠ થઈ ગયાં. ॥૨૯॥ હવે પ્રસન્ન થયેલી ગોપ કુમારીકાઓને ગૌડ દેશની નીવાસ કરનારી વનદેવીયોને, જે વરદાન આપ્યું હતું, તે માટે વ્રજેશ પ્રભુએ વિચાર્યું ॥૩૦॥ અને ત્યાર પછી શ્રીહરી કૃષ્ણ પ્રભુએ, અગ્નિ સ્વરૂપે પ્રગટ થઇને, ચંપારણ્યના નિર્જન વનમાં સમગ્ર ભકિતનિષ્ટ દેવીયોને, પોતાના દર્શનનો સાક્ષાત્કાર કરાવ્યો ॥૩૧॥ એટલા કારણ માટે જે લક્ષ્મણ ભટ્ટજીને ત્યાં અગ્નિ સ્વરૂપે પ્રભુ પ્રગટ થયા, તે જન્મ વખતે શ્વાસ રહીત અર્થાત ગુપ્ત સ્વાસવાલા હતા, તેથી માતા પીતાએ મૃત સમજીને, વનમાં પધરાવી દીધા, અને તે સમય રાત્રીમાં ગોપ કુમારીની આજ્ઞા પ્રમાણે, દરેક વનદેવીઓને તેણે દર્શન આપ્યાં ॥૩૨॥ ત્યાર બાદ સ્વપ્ન પ્રાપ્ત ભગવાનની આજ્ઞાથી, લક્ષ્મણ ભટ્ટજી પોતાના પુત્રને પધરાવીને, યાત્રીઓની સાથે પ્રવાસ કરવા લાગ્યા, બાલક અતિ

વ્હાલા લાગવાથી તેમનું નામ વલ્લભ રાખવામાં આવ્યું ॥૩૩॥ ત્યાર બાદ પીતાજીએ તેમને સાતમે વરસે ઉપવિત આપ્યું, અને વિદ્યાભ્યાસ શરૂ કર્યો, થોડાજ સમયમાં તેઓએ બધી વિદ્યા ભણી લીધી ॥૩૪॥

ઇતિ શ્રી સજ્જન મંડને શ્રી ગોકુલવાસી મહાવદાસ વિરચિતં,
શ્રીવલ્લભાચાર્ય વર્ણનો નામ તૃતિય અધ્યાય ॥૩॥ સંપૂર્ણ : ॥

## અધ્યાય ॥ ૪ ॥

શ્રી ગોકુલપતિ જયતિ અથ સજ્જન મંડન ગ્રંથસ્ય ચતુર્થ અધ્યાય આરંભ

વૈષ્ણવોત્તમ કહે છે કે, હવે આપશ્રીના પિતા પોતાની જ્ઞાતિના શ્રી લક્ષ્મણ ભટ્ટજીએ સુયોગ લક્ષણવાલા પંડીતની પુત્રી મહાલક્ષ્મીજી, સાથે આપશ્રી ના લગ્ન કર્યાં, અને લગ્ન પછી તરતજ સેવા અર્થ પરિક્રમા કરવા પધાર્યા ॥ ૧ ॥ હવે સ્વચ્છ વસ્ત્રને ધારણ કરતા, શ્રી વલ્લભે એકલા પૃથ્વીની પરીક્રમા શરુ કરીને, ત્યાં ઘણા પંડીતો, તેમજ કરમાં માટી ના કમણ્ડલુંને ધારણ કરનારા, સંન્યાસીઓની સાથે શાસ્ત્રનો વાદ થતાં, તેમને જીત્યા ॥૨॥ આપશ્રીએ મારવાડ, મગધ, સિંધ, અંગ, બંગ (બંગાલ) કલિંગ, સુર, અને કૈકટ દેશોના પંડીતોને જીત્યા ॥૩॥ દક્ષિણ દેશમાં કૃષ્ણરાય નામના રાજાએ શ્રી વલ્લભાધીશનો આવો અલૌકીક પ્રતાપ જોઇને, ઘણાજ આદરપુર્વક કનકાભિષેક કર્યો, પણ તેમાં સ્વામી શ્રી વલ્લભાધીશ, સર્વ સુવર્ણનો ત્યાગ કરીનેજ આગળ પધાર્યા ॥૪॥ ક્રમે ક્રમે આગળ વધતા, શ્રી વલ્લભ ભગવાન,શ્રી વિઠ્ઠલનાથજીના ધામમાં (પંઢરપૂર) પધાર્યા. ત્યાંહાં શ્રી વિઠ્ઠલનાથજી ( પાંડુરંગ વીઠ્ઠલનાથજી) અને શ્રીવલ્લભ બન્નેએ, આંખો વડે સમસ્યાથી વારતા કરી સમાચાર પૂછ્યા ॥૫॥ શ્રી વિઠ્ઠલનાથજીએ શ્રી વલ્લભને વચનોથી કહ્યું કે માહારી એહવી અદભુત ઇચ્છા છે કે, તમે પિતા થાઓ અને હું તમારી પિતાનો પુત્ર થાઉં ॥૬॥ પછી શ્રી વલ્લભ, શ્રી વિઠ્ઠલનાથજીથી વિદાઇ થઇ, ધીમે ધીમે શ્રી ગીરીરાજ, અને ગોપીજનો વડે સુશોભિત વૃંદાવનમાં આવ્યા ॥૭॥ હવે શ્રી વલ્લભાધિશ શ્રી ગિરીરાજની સન્મુખ પધાર્યા, ત્યારે શ્રી નાથજી હર્ષિત

થઇને સ્વેચ્છાએ સામા આવી પોતાના મિત્ર શ્રી વલ્લભપ્રભુને ગાઢ આલિંગણ આપી, પરમ આનંદ પામ્યા ॥૮॥ શ્રી ગોવર્ધનનાથજીનાં સારી રીતે દર્શન કરતા, તૃપ્તી પામ્યા નહિ, તેમજ શ્રી ગોવર્ધનધરણ પણ, પોતાને ત્યાંહાં પધારેલા શ્રી વલ્લભને, નીરખતાં તૃપ્તિ પામ્યા નહી ॥૯॥ જેમ કોઈ માણસ આદર્શ દર્પણમાં પોતાનુ સુંદર સ્વરૂપ જોઇ પ્રસન્નતા પામે છે તેમ ગોવર્ધનના દર્શને આ શ્રીવલ્લભ આનંદપુરીત થયા, અતિ પ્રસન્ન થયા ॥૧૦॥ શ્રી ગોવર્ધનાધીશ અને શ્રીવલ્લભ, એ બંન્નેના મનમાં અનેક પ્રકારના જે જે અલૌકીક ભાવો ઉત્પન્ન થયા હશે, તે કેવા પ્રકારના સુખદાયક હશે, તે હું જાણી વર્ણવી શકું તેમ નથી ॥૧૧॥ વિપ્રતનુંધારી શ્રીવલ્લભ શ્રી ગોવર્ધન ધરણ સાથે, શ્રી વૃંદાવનની શોભા જોઇને ઘણુંજ અલોકીક સુખ પામ્યા, હવે તે વૃંદાવનની શોભા કેવી છે, તેનુ વર્ણન કરે છે, ત્યાં, વૃંદાવન સુંદર પત્ર ફલ ફુલથી ભરપૂર, દિવ્ય વૃક્ષોથી શોભાયમાન છે, સંપૂર્ણ વસંત વિગેરે સુગંધી પુષ્પ વડે, છયે ઋતુએ જેમા નિવાસ કરીને રહી છે, કેતકી માલતી જાઈ જીઈ યુથીકા વિગેરે, સુગંધિત પુષ્પો વડે શણગારા એલું છે, ત્યાં ભમરા અને ભમરીઓ જેની આસપાસ ગુંજારવ કરી રહ્યા છે, કલાપુરણ મયુરોના નૃત્ય અનેરી શોભાવાલા છે, બ્રહ્મા ઇન્દ્ર વિગેરે દેવો વડે અપ્રાપ્ય, અને વિશુદ્ધ મનવાલાને કામનાઓથી રહીત, રસીક જનોને લીલા રસ આપનારૂં, તે પ્રભુનુ રમણધામ છે, કે જેમાં ત્રણે લોકનું સૌંદર્ય આવેલું છે, એવા અલોકીક વૃંદાવનના સ્થલોમાં, શ્રીગોવર્ધન ધરણ શ્રીકૃષ્ણ અને શ્રી વલ્લભ, શ્રી ગીરીરાજની સનમુખ રહી પરસ્પર વારતા કરવા લાગ્યા ॥ ૧૩:૧૭ ॥ આ પ્રમાણે શ્રી વલ્લભ શ્રીનાથજી સાથે બીરાજ્યા છે, ત્યાંહાં શ્રી નાથજીએ આજ્ઞા કરી કે, મને ગૃહસ્થાશ્રમ પ્રિય છે. આ વેશ જે બ્રહ્મચારીના જે તમે ધારણ કરી રહ્યા છો, તે મને ગમતો નથી, વલી મહાદેવજીએ પ્રગટ કરેલા માયાવાદ વડે, જેમના મન દુઃખીત થયેલાં છે, તેમને વિવિધ પ્રકારના ગ્રંથોના ઉપદેશ વડે નિર્દોષ કરો ॥૧૯॥ જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને અનન્ય ભાવે ભજે છે, તેમ સર્વે દૈવી જીવો એમના નાથ એવા મને, અનન્ય ભાવે ભજે એવા તેમને કરો, તમો મને પ્રિય છો, માટે આ કાર્ય તમને સોંપુ છું, તમે આ સત્કાર્યની સિદ્ધિ માટે સરસ્વતિના

આચાર્ય થાએ અને તમારા સદુપદેશથી તે સર્વે (કલીના જીવો દૈવી) મારી સેવામાં આસક્તિવાલા થશે, તેને હું સદા સુલભ છું, જે જીવ અસમ-ર્પિતનો ત્યાગ કરી, મારૂં અનન્ય ભજન કરતો, સતસંગ કરતો, મારૂં અર્ચન, મારી સેવા કરશે, તેને હું સદા મારો કરીશ ॥૨૧-૨૨॥ સદાચરણ પાલવાથી માન, ક્રોધ, લોભ વિગેરે તજવાથી, દૈન્ય પનાથી, અને નિંદ્રા તથા ચિંતાના ત્યાગથી, જીવ મને પ્રિય બને છે, ॥૨૩॥ ત્યારે માણસોના (તે જીવોના) પાપ પુણ્યનો ક્ષય થઈ જાય છે. જીવો નિ:સાધન બનતા, તેમને મારામાં પતિવ્રતાનો અનન્ય ભાવ થતાં હું તેમને હંમેશાં સહેલાઇથી મલુ છું ॥૨૪॥ જેમ વ્રજાંગનાઓએ મારી અનન્ય ભાવે ભકિત કરી હતી તેના અનન્ય ભાવોથીજ સ્ત્રિઓ કે પુરૂષો, મારી ભકિત કરે છે, તે સાધુ પુરૂષો મને વહાલા છે, મહાદેવજીના માયાવાદમાં મોહ પામેલા, સઘલા દૈવી જીવો જેમની મીથ્યા સંગતી થઇ રહી છે, તેવા દૈવી જીવોને તેમાંથી છોડાવી તેમને મ્હારા સમક્ષ અનુગ્રહ માર્ગના નિવેદન વડે પ્રવેશ કરાવો, આપે અથવા આપની આજ્ઞા પ્રમાણે ચાલનારા, દૈવી ભકતોએ મને નિવેદન કરેલી વસ્તુ મને ઘણી પ્રિય લાગે છે, તે બીજાએ અર્પણ કરેલી બહુ મુલ્યવાન હોય, તો પણ મને રૂચતી નથી. ॥૨૭॥ દૈવી સૃષ્ટીમાં ઉત્પન્ન થયેલા જીવો, ભગવદ રાસ લીલાના અનુભવ માટે યોગ્ય છે, અધિકારી છે, અને તેમના સંગમાં આવનાર બીજા જે છે, તેઓ તેમના સંગના પ્રભાવે મોક્ષના અધિકારી થશે. ॥૨૮॥ બ્રાહ્મણાદિ ચાર વર્ણમાં જે દૈવી જીવો ઉત્પન્ન થાય છે. તેમને જલદીથી મ્હારી સેવામાં પ્રવૃત્ત કરો, હું તેઓને મ્હારા અલૌકીક સ્વરૂપનું પરમ સુખ આપીશ ॥૨૯॥ વૈષ્ણવોત્તમ કહે કે હે વૈષ્ણવ, જેમ દેહધારીનું ચિત્ત શરીરમાં રહેલા જીવને, પોતાના મનની વાત કહે છે, તેમ ગોવર્ધનધરણ પ્રભુએ, પોતાના મનની આ વાત સ્વરૂપાત્મક એવા શ્રીવલ્લભને કહી ॥૩૦॥ આ પ્રમાણે શ્રીગોવર્ધન ધરણ ના વચનો સાંભલી, જગદીશ જગદીશવર શ્રી વલ્લભાચાર્યજી, તે પ્રભુની પરીક્રમા કરી, પોતાના મુકામ તરફ જલદીથી પધાર્યા ॥૩૧॥ ઇતિ શ્રી માહાવજીભાઇ વિરચિતં સજ્જન મંડન ગ્રંથે શ્રીનાથજી શ્રીવલ્લભ સંવાદે ચતુર્થ અધ્યાય સંપૂર્ણ ॥૪॥

## અધ્યાય ॥ ૪ ॥

### અથ શ્રી ગોકુલેશો જયતિ

### અથ સજ્જન મંડન ગ્રંથે પાંચમો અધ્યાય આરંભ.

હવે વૈષ્ણવોત્તમ કહેવા લગ્યા કે, સર્વ શાસ્ત્રમાં પારંગત એવા શ્રી પ્રભુ શ્રી વલ્લભાધિશે, નાના પ્રકારના ગ્રંથોની રચના કરી કે, જેનાથી પરીશીલ નથી, નિજ ભકતના સમસ્ત સુખોની સિદ્દિધ થાય, અને એમને અલૌકીક સુખની પ્રાપ્તી થાય ા,૧ાા પછી શ્રી આચાર્યજીએ શ્રી ગોવર્ધનનાથજીની સેવાનો માર્ગ પ્રગટ કર્યો, તેમા મર્યાદા (આશ્રમોની) તથા આચાર સચવાય, વિવિધ પ્રકારની રાંધણ કલાનો રસ સચવાય અને જેમા અનેક લલીત કલાઓ પૂર્વક રાગ સ્નેહની વૃદ્ધિ થાય. પછી શ્રી આચાર્યજીએ કાશીની નજીક અડેલમાં નિવાસ કર્યો, ત્યાંહાંથી વારંવાર શ્રી ગોવર્ધન પધારી, શ્રી નાથજીની સેવા સહીત દર્શન કરી, આપશ્રી પાછા પોતાના આશ્રમમાં પોધારતા ાા૩ાા આ પ્રમાણે અગ્નિરૂપ એવા શ્રી વલ્લભાધિશે એક તરફથી શ્રી ગોવર્ધન ધરણની સેવા કરીને, બીજી તરફથી નાના પ્રકારના ગ્રંથો રચ્યા, અને એથી દૈવી જીવોને શ્રી કૃષ્ણ સેવાના રસીક બનાવ્યા ાા૪ાા કરોડો સૂર્યસમાન જેની કાંતિ છે, એવા દ્વિજશ્રેષ્ટ શ્રીવલ્લભે, પ્રયાગમાં રહીને વેદશાસ્ત્રનું સાર, સદઉપદેશથી પોતાના પુષ્ટિ માર્ગ (કૃપામાર્ગનો) વિસ્તાર કર્યો ાા૫ાા અને પરમ કૃપાળુ શ્રીવલ્લભ પોતે મહાદેવજીના માયા વાદમાં મગ્ન, એવા દૈવી જીવોને પોતાનુ હાસ્ય આપતા થકા, પોતાના નિવાસ સ્થાનમાં, આપના ધર્મપત્નિ શ્રી અક્કાજી સાથે ગ્રહસ્થાશ્રમમાં રહેવા લાગ્યા ાા૬ાા પછી એ ભગવાન (શ્રી વલ્લભ) ગંગાજીના કિનારે ચરણાદ્રિ નામનુ શુભ પવિત્ર નગર છે, તેમા સહકુટુંબ નિવાસ કરી રહેવા લાગ્યા ાા૭ાા હવે શ્રી વૃંદાવનમાં, ગિરીરાજની સાન્નિધ્યમાં રહેતા, શ્રી વિરાજતા શ્રી વ્રજનાથે મનમાં કૃપાપૂર્વક વિચાર કર્યો ાા૮ાા અમારા અગ્નિસ્વરૂપ પ્રગટ થયેલા શ્રેષ્ઠ બ્રાહ્મણરૂપે રહેલા, શ્રી વલ્લભને ત્યાંહાં પૂત્રભાવે પ્રગટ થઈ, મ્હારા ભકતોના ઉદ્ધાર માટે હું અલૌકીક લીલા પ્રગટ કરીશ ાા૯ાા માટે શ્રી ભલ્લભને ઘેર પ્રથમના ધર્મરૂપ બલદેવ સ્વરૂપને, શ્રી ગોપીનાથજીને પ્રગટ

કરૂં, અને ત્યાર પછી હું જે કેવલ ધર્મી સ્વરૂપ છું, તે તેમના નાનાભાઈ તરીકે પ્રગટ થઇશ ॥૧૦॥ તે હું વિઠ્ઠલ એવું નામ ધારણ કરી, મ્હારા શરણે આવેલા મારા દૈવી ભકતોના મ્હારા ચર્ણાવિંદનો આશ્રય આપી, નાના પ્રકારનુ અલૌકીક સુખ આપીશ, કરોડો કામદેવો પણ જે સ્વરૂપમાં મોહ પામી જાય, એવા મ્હારા મદનમોહન રૂપમાં, તે ભકતોને દર્શન કરાવીશ, આમ નિશ્ચય શ્રી વ્રજેશ શ્રી ગોવર્ધન નાથજી મનમાં ખુબજ પ્રસન્ન થયા ॥૧૨॥ પછી શ્રી વિઠ્ઠલનાથજીએ શ્રી વલ્લભ દિક્ષિતને સ્વપ્નમાં કહયું કે તમારા સેવ્ય સ્વરૂપે છું તેજ હું છું, તમારા પૂત્ર તરીકે પ્રગટ થવાનો છું ॥૧૩॥ ત્યાંહાં બે બાલેક પ્રગટ થશે, તે બાલકો પૈકી બીજો બાલક તે મુને (હું ને) જાણજો, તે બાલકનુ નામ શ્રી વિઠ્ઠલ રાખજો તેનાથી તમને ઘણુજ સુખ મળશે ॥૧૪॥ આ સ્વગ્ન જે શ્રી વલ્લભને પાછલી રાત્રે આવ્યું હતુ,, તે વાત આપશ્રીએ પ્રાતઃકાલ થતા, શ્રી મહાલક્ષ્મીજીને જણાવી તેથી પ્રભુની આ ઉકિતથી શ્રી વલ્લભ તથા શ્રી મહાલક્ષ્મીજી, બેહુને અનેરો આનંદ થયો ॥૧૪॥ હવે શ્રી વલ્લભ દિક્ષીતના પાત્ને શ્રી અકકાજીએ ગર્ભ ધારણ કર્યો, અને સમય પૂર્ણ થતાં તેમને એક બાલક ને જન્મ આપ્યો ॥૧૬॥ તે દિવ્ય બાલકનુ નામ ગોપીનાથ એવુ પ્રિય નામ રાખ્યુ. યોગ્ય કાલ પ્રાપ્ત થતાં, શ્રી અંકકાજીએ ફરી બીજો ગર્ભ ધારણ કર્યો, ॥૧૭॥ જ્યારે પ્રાણી માત્રના અંતરાત્મા સાક્ષાત શ્રી કૃષ્ણ ભગવાન જગતના શ્રેષ્ઠ અધિપતી અંકકાજીના ગર્ભમાં બીરાજ્યા ત્યારે, સાધવી અંકકાજી અસાધારણ અલૌકીક તેજથી શોભવા લાગ્યા ॥૧૮॥ સાક્ષાત શ્રી કૃષ્ણ પ્રભુ શ્રી વલ્લભાચાર્યજીને ત્યાં પ્રાદુર્ભાવ પામ્યા, ત્યારે વિક્રમ સંવત ૧૫૭૨ મું વર્ષ હતુ પોષ માસનો કૃષ્ણ પક્ષ હતો, હસ્ત નક્ષત્ર હતુ, નવમી તિથીને શુક્રવાર હતો, શોભન નામનો યોગ હતો, × તેંતલ નામનું કરણ હતું વૃષભનામનું લગ્ન ચાલતું હતુ, સુર્ય અને બુધ આઠમાં સ્થાનમાં હતા, ધનભુવનમાં ગુરૂ હતો, પુત્ર ભુવનમાં ચંદ્ર હતો ધર્મ ભુર્વનમાં એટલે નવમાં સ્થાને કેતુ હતો, સ્ત્રી ભુવનમાં શની, શુક્ર મંગલ હતા, અને મંગલકારી સૌમ્ય ત્રીજા સ્થાનમાં રાહુ હતો, ત્રણે લોકમાં પ્રકાશ કરનારા શ્રી ગુંસાઇજી, શ્રી વિઠલનાથજીનું પ્રાગટ્ય થયુ, ત્યારે

સુર્યોદયથી ઇષ્ઠ ઘડી એકવીસની હતી ॥૧૯-૨૦॥ સંવત ૧૫૭૨ પોષ કૃષ્ણ પક્ષે, નવમાં ભ્રગુવાસરી, હસ્ત નક્ષત્રે શોભન યોગે, તૈતલ કર્ણ, સુર્યોદયા દ્રષ્ટિ થાય ॥૨૧॥ તે સમયે શ્રી વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠલેશ્વરનું પ્રાગટ થયું, પોતાને ત્યાં પુત્ર રત્ન પ્રગટ થયાની અમૃતથી અધિક શુભ વધાઈ સાંભળી. શ્રી આચાર્યજી અદભુત આનંદ વડે સંપૂર્ણ દેહવાલા બન્યા, અને ત્યાંહાં પોતે તે ઉંમંગમાં વિચાર્યા વિના, દ્વિજોને અનેક પ્રકારના દાન આપ્યા, અને જેવી રીતે ભગવદ પ્રાગટય સમયે, શ્રીનંદરાયજીના આંગણમાં મંગલ કારી મહોત્સવ થયો હતો, તેમ અહી ચરણાદિકમાં, નાના પ્રકારના મંગલ વાંજંત્રોનો સુંદર ઘોષ થવા લાગ્યો ॥૨૭॥ પ્રેમના આંસુવડે જેમના નેત્ર પરીપૂર્ણ થઈ ગયા છે, એવા શ્રી વલ્લભાધિશે, આ નાના બાલકનું સર્વને આનંદ આપનાર, તથા સર્વે સૌભાગ્યને ધારણ કરનાર શ્રી વિઠ્ઠલેશ એવુ નામ રાખ્યું આથી માતા અક્કાજી સર્વે આનંદથી પુરીત થયાં, અને સર્વે સેવકજનો, અને ઇંદ્ર શિવ, બ્રહ્મા, વિગેરે સ્વર્ગના દેવતાઓ, પણ સર્વે આનંદથી પરીપુરીત થયાં ॥૨૨॥ હવે રમતા ખેલતા શ્રી વિઠલેશ્વર સાત વરસના થયા, ત્યારે પિતાશ્રીએ વેદોકતરીત અનુસાર, વિધિપુર્વક આપશ્રીને ઉપવિત સંસ્કાર કર્યો ॥ ૨૩ ॥ શ્રી વિઠલેશ ઉપવિત ધારણ કર્યા પછી, ક્રમેથી સર્વ વિદયા સંપાદન કરી, અને એમને અતુલ જ્ઞાન સ્વતઃ પ્રગટ થયું ॥૨૪॥ હવે શ્રી વિઠલેશે યોગ્ય વયના થતા, આપશ્રીના લગ્ન આપની જ્ઞાતિના કોઇક પંડીત દેવતાના પરમ શોભાવાલાં કન્યા રૂક્ષ્મણી સાથે કરવામાં આવ્યા ॥૨૫॥ ત્યાર પછી આપશ્રીએ અશેષ પંડીતો સાથે શાસ્ત્રચર્ચા કરી વિજય પ્રાપ્ત કર્યો, અને પોતાના વૈષ્ણવોના સંદેહોને, આપની સુંદર વાણીથી દૂર કરી, નિત્ય સુખનો અનુભવ કરાવ્યો ॥૨૬॥ હવે શ્રી વિઠ્ઠલેશ તો છ માસ અડેલમાં વિરાજતા, અને છ માસ શ્રી ગોવર્ધનેશની પાસે ગિરિરાજમાં વિરાજતા, આ પ્રમાણે સ્વભકતોને અત હર્ષ આપતા વિરાજતા, હવે પુષ્ટિ જગતના સ્વામી શ્રી વિઠ્ઠલેશને ત્યાંહાં સંતાન થયાં, ત્રણ પુત્રો અને ત્રણ પુત્રી, પછી સાતમા બાલકનું પાગટ્ય શીરીતે થયુ, તેનો સર્વે પ્રકાર હું હવે તમને કહું છું ॥૨૮॥ શ્રી વિઠ્ઠલેશવર આચાર્યે દરેક બાલકના વેદોકત રીતિ અનુસાર

જાત કર્માદી સંસ્કારો કર્યાં, તેમજ ભગવાને સોંપેલુ ભકતોને ( દૈવી જીવોને ) અંગીકાર કરવાનું કાર્ય પણ કર્યું. ॥૨૯॥ વળી ભકતોના મન હરણ કરનારા અને માયાવાદી પ્રખર પંડીતોરૂપી ગજરાજોનાં કુંભસ્થલને ચીરી નાખવામાં કુશલ, એવા સિંહની માફક શ્રી વિઠ્ઠલેશ્વર બીરાજવા લાગ્યા ॥૩૦॥ હવે ભકતોનો અંગીકાર કરવા માટે, એક અદ્દભુત પૂત્રને પ્રગટ કરવા માટે શ્રી વિઠ્ઠલેશ પ્રભુએ મન કર્યું ॥૩૧॥ હવે શ્રીમદ કૃષ્ણાવતાર એવા શ્રી વિઠ્ઠલેશે પ્રયાગમાં શ્રી યમુનાજીના તીર ઉપર વાસ કર્યો, તે દરમ્યાન શ્રી રૂક્ષ્મણીજીએ શ્રી વિઠ્ઠલેશ્વરજીથી, ગર્ભને ધારણ કર્યો, અને તે અલૌકીક ગર્ભને કારણે, શ્રી રૂક્ષ્મણીજીના મુખ કમલ ઉપર ત્રણે લોકની શોભા ઝલકવા લાગી, અને આપ અદ્દભુત બનીને, ગર્ભને ધારણ કરવા લાગ્યાં ॥૩૨-૩૩॥ ત્યારે વ્રજના ઇશ્વર એવા પ્રભુએ શ્રી વિઠ્ઠલેશ્વરને સ્વપ્નમાં પધારી, આપ શ્રીને કહ્યું કે હું વ્રજેશ્વર તમારાથી શ્રી રૂક્ષ્મણીજીના ગર્ભમાં આવ્યો છું, જગતને માહામંગલ કરવાવાળા શ્રી વ્રજધિશ ગર્ભમાં પધાર્યા છે, તે જાણી શ્રી ગુંસાઇજી તથા શ્રી રૂક્ષ્મણીજી ઘણાજ પ્રસન્ન થયાં ॥૩૫॥ પછી વ્રજના દેવ એવા શ્રી વિઠ્ઠલેશ્વર શ્રી ગોવર્ધન નાથના દર્શનાર્થે તથા સ્વભકતના કાર્ય કરવા માટે ગીરીરાજ પધાર્યા ॥૩૬॥

ઇતિ શ્રી ગોકુલવાસી શ્રી મહાવજી વિરચીતં સજ્જન મંડન ગ્રંથે
પાંચમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ॥ ૬ ॥

શ્રી ગોકુલેશો જયતિ,

શ્રી માહાવદાસભાઈ કૃત સજ્જન મંડન ગ્રંથે અધ્યાય છઠ્ઠો લખીયે છે.

વૈષ્ણવોત્તમે કહ્યું કે હે વૈષ્ણવ, વિક્રમ સવંત ૧૬૦૮ નું વર્ષ ચાલતું હતુ, સૂર્ય દક્ષિણાયનમાં વીચરી રહ્યો હતો, હેમંત રૂતુનો પ્રથમ માસ કાર્તિકથી આરંભ થઇ માગસર માસ ચાલી રહ્યો હતો, સુખાકારી શુકલ પક્ષ હતો, ॥૧॥ સપ્તમી તિથી અને શુક્રવાર હતો, પૂર્વા ભાદ્રપદ નક્ષત્ર હતું ॥૨॥ ઘડી એક સુધી સિધ્ધ યોગ હતો, ત્યાર પછી સાધ્ય યોગની

તૈયારી હતી ॥૩॥ એમ સાધ્ય યોગ હતો, વણિજ નામનું કરણ હતુ, સુદ્રવ વર્ણ હતો, ગો યોની અને હરીણનો વર્ગ હતો, અને મીથુન રાશીનુ લગ્ન હતું જન્મ કુંડલીમાં ધનભુવનમાં ગુરૂ હતો, ભ્રાતૃભુવનમાં રાહુ હતો, શત્રુ ભુવનમાં બુધ્ધ હતો, સ્ત્રી ભવનમાં મંગળ હતો, શુક્ર અને સૂર્ય હતો, એ ત્રણે ગ્રહો હતા ॥૪॥ ધર્મ ભુવનમાં શની, ચંદ્ર, કેતુ એમ ત્રણે ગ્રહો હતા, રાત્રીના આદિભાગની એક ઘડીને (૫૬) પલ (છપ્પનપલ) થઇ હતી ॥૫॥ ત્યારે આવી રીતે દરેક વિશ્વને આનંદ આપનારો, સર્વત્ર મંગલ કરનારો સમય પ્રાપ્ત થયો, સ્વર્ગમાં પણ સમગ્ર સાધુ માહાત્માઓના મન પ્રસન્ન થયા ॥૬॥ તેવા મંગલમય સમયે શ્રી વિઠ્ઠલેશજીનાં શોભાજી બેટીજી પણ તે સમયે હાજર હતાં ॥૭॥ અને શ્રીમદ્દાચાર્ય ચરણની જેમના ઉપર કૃપા હતી, તેવા અને શ્રી ગુંસાઇજીનું હીત ચાહાનારાં, કૃષ્ણા (કૃષ્ણાદાસી) નામના કોઇ વયોવૃધ્ધ દાસી પણ હાજર હતા ॥૮॥ આવી રીતે ઉપર જણાવેલી જ્યોતિષ શાસ્ત્રની, અને લૌકીક વહેવારની પરિસ્થિતી હતી, ત્યારે શ્રી વિઠ્ઠલેશ્વર ના પત્નિ શ્રી રૂક્ષ્મણીનાજી ઉદરમાં સહન ન થઇ શકે તેવી પીડા થવા લાગી, પાસે રહેલા અનુભવી સ્ત્રીજણોએ ઘણાજ ઉપચારો કર્યા, તો પણ પીડા શાંત ન થઇ, ત્યારે કૃષ્ણાદાસી નામના દાસીએ, શ્રી રૂક્ષ્મણીજીના ઉદર ઉપર પોતાનો પવિત્ર હાથ ફેરવવા લાગ્યા, કે તુરતજ શ્રી રૂક્ષ્મણીજીએ જગતના સમર્થ ઉધ્ધારક, એક પુત્રને જન્મ આપ્યો ॥૧૦॥ આનંદના એક પૂર્ણ ભંડાર જેવા, કમલની અંદરના ભાગની માફક અરૂણ નેત્રવાળા સુંદર નાસીકાવાળા મંદ હાસ્ય જેનું મુખકમલ શોભી રહ્યું છે. તેવા બાલકને માતા શ્રી રૂક્ષ્મણીજી હર્ષ પૂર્વક જોવા લાગ્યા ॥૧૧॥ અને કરોડો કામદેવના જેવી સુંદર શોભાવાલા, કરોડો સૂર્યનાં તેજ જેમના કપોલને ગલસ્થલમાં પ્રકાશ કરી રહ્યાં છે, તેવા તેમજ દશે દિશાઓમાં પ્રકાશ કરનારા, પોતાના પુત્રને જોઇને માતાજી ઘણાંજ ખુશી થયા, તે સમય કૃષ્ણા નામની દાસીજી, મનાવતાં થકા બોલ્યાં હો આતો મ્હારે સાક્ષાત શ્રી ગોકુલનાથ છે, ત્યારે સ્નેહાલ કૃષ્ણા દાસીના વાત્સલ્ય અને સ્નેહથી તે બાલકનુ નામ શ્રી ગોકુલનાથજી રાખવામાં આવ્યું ॥૧૩॥ પરમ ભગવદીય શ્રી કૃષ્ણાબાઇએ, તુર્તજ શ્રી ગુંસાઇજીના જેષ્ઠ કુમાર ગીરધરજીને, અમૃતમય

અક્ષરે ના ઉચ્ચારથી પુત્ર પ્રાગટની વધાઇ આપી, અને તે સાંભલતા ગીરધરજીએ અંતઃકરણમાં ઘણોજ આનંદ અનુભવ્યો ॥૧૪॥ હવે શ્રી વિઠ્ઠલેશ્વરજી શ્રી ગુંસાઇજીની હવેલીમાં અનેક પ્રકારના મંગલ વાજંત્રો વાગવા લાગ્યાં અને અનેક વૈષ્ણવોના મંગલકારી શબ્દો થવા લાગ્યા ॥૧૫॥ આ વખતે શ્રી વિઠલેશ્વરજી શ્રી ગુસાંઇજી શ્રી ગિરિરાજમાં શ્રી ઠાકોરજીની સેવામાં બિરાજતા હતા, ત્યાંહાં એક અનુચરે હસતાં હસતાં કર્ણને અમૃતમય વાણીથી, પૂત્ર પ્રાગટ્યની મંગલ વધામણી આપી, શ્રી ગુંસાઇજીએ વધાઇ સાંભળીને પોતાની સફલતા માની ॥૧૬॥ અને પછી પ્રસન્ન મનવાલા શ્રી વિઠલેશ્વરજી, શ્રી ગુંસાઇજીએ, પુત્ર જન્મની વધાઇ લાવનાર અનુચરને એક ઘોડો, વસ્ત્ર, પુષ્કળ ધન અને અલંકારો, આનંદથી ભરપૂર થઇને આદર પુર્વક દાન કર્યા ॥૧૭॥ અને શાસ્ત્રના ઉત્તમ જ્ઞાન ધરાવનાર, બ્રાહ્મણોને અનેક પ્રકારના બહુમુલ્ય દાન આપ્યાં, તે વખતે શ્રી વિઠ્ઠલેશ્વર, શ્રી ગુંસાઇજી, ત્રણ લોકના ઇશ્વર, જેવાજ લાગ્યા ॥૧૮॥ હવે કમલના જેવું જેનું મુખ પ્રફુલીત છે, તેવા શ્રી વિઠલેશ્વર પ્રભુએ શ્રી ગીરીરાજથી પોતાના મુકામે અડેલ પધારવાનો વિચાર કર્યો, અને હર્ષથી પરિપૂર્ણ થઇને, ભકતોના મનોરથને પૂર્ણ કરવા લાગ્યા ॥૧૯॥ વ્રજના પતિ સાક્ષાત શ્રી પુરૂષોત્તમ પ્રભુ, મ્હારે ત્યાં અનેક સુખને આપવા પધાર્યા છે, આવી રીતે હર્ષના વેગથી મનમાં વિચાર કરતા થકા, શ્રી વિઠ્ઠલેશ્વરજી પોતાના મુકામ સ્થલ શ્રી અડેલ પધાર્યા ॥૨૦॥ ત્યાર પછી શ્રી વિઠ્ઠલેશ્વરજીએ, પ્રસન્નતા પૂર્વક પોતાના નવજાત પુત્રને જોઇને, ઘણાજ વહાલા લાગવાથી વલ્લભ નામ પાડયું, આથી દરેક વૈષ્ણવ વર્ગ તો શ્રી ગોકુલનાથજી અને શ્રી વલ્લભ એવા બે નામથી ઘણાજ પ્રસન્ન થયા આનંદ પામ્યા ॥૨૧॥ હવે શ્રી વિઠ્ઠલેશ્વરજીએ બાલકનો જાત કર્મ સંસ્કાર, પ્રીતી પૂર્વક કર્યો, અને પ્રસન્ન થઇને વિદ્વાન બ્રાહ્મણોને ઘણા ઘણા દાન આપ્યાં ॥૨૨॥ તે સમય હર્ષથી પરિપૂર્ણ એવા યુવતી જનોએ, અનેક રસવાલા વિવિધી પ્રકારના મંગલ ગીતો ગાયાં અને અપસરાઓએ પોત પોતાના પરીકર સાથે આવીને, સુંદર નૃત્ય કર્યું તેમના નૃત્ય વાદના શબ્દો દરેકને પ્રિય લાગ્યા ॥૨૩॥ દરેક મનુષ્યોના સુખના સ્થાન રૂપ, રત્ન જડીત આભુષણોથી શણગારેલા, અને સુખાસનથી બીરાજીને

દરેક ને મોહ ઉત્પન્ન કરનારા, તે અદ્ભુત બાલકને નિરખી નિરખી ને
માતા શ્રી રૂક્ષ્મણીજી ઘણાજ આનંદને પામ્યાં, ॥૨૪॥ દરેક પોતાના જન
સમુહને હર્ષ આપતા, તે શ્રી વલ્લભજી મોટા થવા લાગ્યા, અને માતાના
વિવિધ પ્રકારના લાલન પાલનથી, છ માસના થયા ॥૨૫॥ અને વાત્સલ્ય
ભાવથી, પોતાના પુત્ર શ્રી વલ્લભમાં જેમની મતી પરોવાઇ ગઇ છે, તેવા
શ્રી વિઠ્ઠલેશ્વરના પત્નિ શ્રી રૂક્ષ્મણીજી, પોતાના પતિની સેવામાં પરાયણ
થતાં, પુન: સગર્ભા થયાં ॥૨૬॥ હવે તુરતજ રૂક્ષ્મણીજીએ બહુરી નામની
એક બાલકોને ખેલાવનારી બાઇને બોલાવીને કહ્યું કે, મ્હારા બાલક શ્રી
વલ્લભને તું પધરાવી જા, અને સ્તન પાન કરાવીને, લાલન પાલનથી પોષણ
કરજે ॥૨૭॥ શ્રી રૂક્ષ્મણીજીની આજ્ઞા પ્રમાણે બહુરી નામની બાઇ કમલના
જેવા મુખવાલા બાલકને, પધરાવીને લાલન પોષણ કરવા લાગી, એક દિવસ
માતાએ બહુરી પાસે ખેલતા પોતાના બાલકને દુબલા જોઇને, ચિંતા કરવા
લાગ્યાં ॥૨૮॥ કે મને શિઘ્રથી પ્રસવ થઈ જાય તો, તે જન્મેલા બાલકને
ધાત્રી (ધાવ) દાસીને સોંપી દઉં, તેમજ બહુરી દાસી પાસેથી મ્હારા વલ્લભ
પધરાવીને, સુખપુર્વક સ્તન પાન કરાવીશ ॥૨૯॥ વૈષ્ણવોત્તમે કહ્યું કે, ત્યાર
બાદ ગર્ભનો આઠમો માસ ચાલતો હતો, ત્યારે શ્રી રૂક્ષ્મણીજીએ સુંદર
અંગવાલી એક કન્યાને જન્મ આપ્યો, અને તે બેટીજીનું નામ દેવકા રાખવામાં
આવ્યું, પોતાની ઇચ્છા ફલીત થવાથી, શ્રી રૂક્ષ્મણીજીએ બહુરી દાસીને
બોલાવીને દેવકા બેટીજીને લાલન પોષણ માટે પધરાવી દીધા, અને તેની
પાસેથી પોતાના પુત્ર શ્રી વલ્લભને પધરાવી લીધા, ત્યારે પ્રસન્ન મુખવાલા
બાલકને જોઇને શ્રી રૂક્ષ્મણીજી આનંદ સાગરથી પરિપૂર્ણ થવા લાગ્યા ॥૩૧॥

ઇતિ શ્રી માહાવજીભાઈ વિરચિતં સજ્જન મંડન ગ્રંથે છઠ્ઠો અધ્યાય
સંપુર્ણ ॥૬॥

# અધ્યાય ॥ ૭ ॥

## શ્રી ગોકુલેશો જયતિ

### સજ્જન મંડન ગ્રંથનો સાતમો અધ્યાય,

વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, હવે શ્રી વલ્લભ હસ્ત ને જાનુથી રમતા રમતા, ઘુંટણીએ ચાલવા લાગ્યા, તેવા તે બાલ વલ્લભને જોઇને, શ્રી રૂક્ષ્મણીજી અને શ્રી વિઠ્ઠલ તાત અને બીજા વૈષ્ણવો આનંદ પામવા લાગ્યા ॥૧॥ સેવા સુખના દાતા શ્રી ગોકુલનાથ, સત્ય પુરૂષોને ભકતજનોને સારી રીતે રમાડતા, અને પોતે આવી બાલ લીલાથી રમતા રમતા, દેહલી ( ઉંબરો ) ઓલંઘતા ઓલંઘતા નીચે પડી જાય છે, અને પડીને તે સમય સત્વર ઉભા થઈ જાય છે, જે ભગવાન વામનનાવતારમાં, એક ચર્ણાવિંદથી આખા વિશ્વને ઉલ્લંઘન કરવામાં દક્ષ હતા, તેવા આ શ્રી ગોકુલેશ પોતાના, નેત્ર, કટાક્ષોને, સુંદર હાસ્યોથી સર્વને આનંદ આપતા, હાસ્યપૂર્વક ક્રીડા કરે છે, ॥૨॥ અનેક પ્રકારની બાલ લીલા કરવા લાગ્યા, એક સુંદર રૂપવાલી અને સુંદર લક્ષણો વાલી વયથી પુર્ણ અત્યંત પ્રિયતમ શ્રી વલ્લભને વ્હાલી ગુર્જર દેશની એક દાસી સ્ત્રી કે જેનુ નામ દામોદર દાસી હતું, તે શ્રી રૂક્ષ્મણીજીને વ્હાલા પુત્ર શ્રી ગોકુલનાથજીની સુંદર સ્નેહ પૂર્વક આનંદ પ્રેમભાવથી, સુંદર રૂચીકાર સેવા કરતી હતી ॥૩॥ તે દામોદર દાસીના વચનથી, શ્રી ગોકુલેશજી જેમ સુખી થાય, તેમ નૃત્ય કરે છે, તે સમય કટી કિંકણીને નેપુરનો નાદ થાય છે, તેમ જેમ તે દામોદર દાસી ચુટકી બજાવે છે, ચુટકી બજાવી, નૃત્ય કરી રમાડે છે, ॥૪॥ સુંદર મંદ હાસ્ય કરતાં, સુદંત શોભા આપનાર બે દુધીયા દાંત કે, જે વિસ્તારથી શેપણ કરનારા છે, અને મોહ પમાડનારા છે, તેવા તે બે દંત, શ્રી વલ્લભના મુખાવિંદમાં શોભી રહ્યા છે ॥૫॥ તે દામોદર દાસી અત્યંત આનંદીત થઇ, પ્રિતીથીતે બાલ વલ્લભ પ્રભુને ચુંબન કરે છે, વલી એ બાલ વલ્લભના શ્રી હસ્તજેહના કંઠમાંછે, એવા શ્રી વલ્લભને પોતાના હૃદય કમલમાં રમણરૂપે ધારણ કરે છે, રાત્રીએ સુંદર નિર્મલ એવી સારા ઉંચા ગાલ મશુરીયાંને, શીરાણાં-વાલી સુંદર સજ્જામાં, નાના પ્રકારના આનંદને, રંગીલા ભાવમાં કુશલને સારી યુવા વસ્થાના ભાવ સંયુક્ત, તે દામોદર દાસી તે પ્રિયને સાથે લઇને

પોઢે છે (ઉંઘે છે) ।।૯।। મંદ મંદ અંગના રોપણ (બાણ) સમાન, ચંચલ નેત્ર કટાક્ષ છે, તેવા તે ઇશ્વરેશ્વર શ્રી ગોકુલનાથજીના શ્રી હસ્ત કમલ પકડીને ચલાવવા માટે, તે દામોદર દાસી, પ્રભુના બન્ને શ્રી હસ્ત ધારણ કરે છે, બાલભાવથી શ્રી હસ્તની અંગુલી પકડી ચલાવે છે, એમ શ્રીમદ ગોકુલનાથ પોતાની તે દાસીને, પોતાના બે હાથની અંગુલીઓ આપીને ચાલે છે, અને અંગુલી ની શાનથી બોલાવવાનો પ્રયત્ન કરે છે, અને પોતાના પિતૃચરણને બંધુઓને, પ્રિય કંઇક કાલુ કાલુ શુભવચન બોલે છે, તે શ્રી વલ્લભ બાલ-ભાવથી હાસ્યયુકત થઇ, પ્રિય લાગે તેવું નિરંતર અસ્પષ્ટતાથી, બોદડ દાસી એહવા વચનથી તે દામોદર દાસીને બોલાવે છે, આવી રીતે બાલ્યાવસ્થામાં કૌમાર લીલાનો આશ્રય કરીને, કરોડો કામદેવ જેવા નેત્રવાલા તે શ્રી વલ્લભ તે શ્રી દામોદર દાસીની સાથે ઘેર ઘેર ખેલવા પધારે છે, કોઈ પણ કાર્ય તેનાથી હમેશાં પ્રિતી જે જગતને મોહીત કરી નાખે તેવા શ્રી ગોકુલનાથજી, પિતાશ્રી વિઠ્ઠલનાથજી અને માતા શ્રી રૂક્ષ્મણીજીને, પ્રિતી ઉત્પન્ન થઇ તે પ્રિતી કરાવતા, તાતા તાતા એવા વચનો બોલે છે, અને બીજા ભકતજન સજ્જનોને, એ બાલ્યભાવાશ્રિત શ્રી ગોકુલનાથ, હાસ્યપુર્વક અવલોકનોથી, અને પ્રિય વાણીના સમુહરૂપ વચનામૃતોથી, અને ખીલોનાથી સુખદાન કરી રહેલા છે ।।૯।। આમ બાલ ક્રીડા કરતા શ્રીમદ વલ્લભ, પૌગંડ અવસ્થામાં આવ્યા, ત્યારે શ્રી વિઠ્ઠલનાથજી, પિતૃચરણે વેદોકત વિધિથી, યજ્ઞોપવિત (જનોઇ) આપ્યું ।।૧૦।। ઉપવિત સહીત શ્રી વલ્લભને નિરખીને માતા શ્રી રૂક્ષ્મણીજીને નીજજનો આનંદીત થયાં, અને શ્રી ગોકુલેશ અગીયાર વરસના થયા, તે જાણીને પોતાનો અદભુત ભાગ્યનો અંકુર પ્રગટ થયો, તેમ માનવા લાગ્યા. ।।૧૧।। તે ગઢાપુરીમાં એમ ત્રણ વરસ પર્યંત શ્રી વલ્લભે ક્રીડા કરી, વિભુરૂપ શ્રી વિઠ્ઠલનાથજી શ્રી ગુંસાઇજી કુટુંબ સહીત, હરીવંશજી આદિ સેવકો અને બીજા કેટલાક ભકતજનો સહીત, ગઢાનગરીમાં પધાર્યા ।।૧૨।। શ્રી વલ્લભ ત્યાં અંગના ભેદમાં ચતુર, નૃત્ય હૃદય સ્પર્શ, ને સુંદર ભાષણોથી સુંદરીજનોને મોહ પમાડતા, ક્રીડા કરવા લાગ્યા ।।૧૩।। એમ ત્રણ વરસ ગઢા રહી લીલા કરી, અને પછી શ્રી યમુના કિનારે મથુરા પુરીમાં જવાની ઇચ્છા કરી ।।૧૪।। અચ્યુત એવા શ્રી ગોકુલેશજીને, ચૌદ

વર્ષ પૂર્ણ થયાં, ત્યારે શ્રી વિઠ્ઠલનાથજી કુટુંબ સહીત મથુરાપુરીમાં પધાર્યા ાા૧૫ાા સંવત ૧૬૨૨ ના શુભ માસમાં, શ્રી વિઠ્ઠલનાથજીએ સુખપૂવક શ્રી મથુરાપુરીમાં નીવાસ કર્યો ાા૧૬ાા કમલોના ભમરોની ક્રિડાથી સુંદર, એવા શ્રી યમુનાજીના તટને જોઇને, શ્રીમદ વિઠ્ઠલનાથજીને, શ્રીમદ વલ્લભ પોતાનો રૂચીકર માની, આનંદ માનવા લાગ્યા ાા૧૭ાા મથુરા નગરી પાસે પ્રિય શ્રીમદ વૃંદાવન આવેલું છે, અને શ્રી ગોવર્ધનના ઉપર શ્રી ગોવર્ધન નાથજી, કે જે સુંદરીઓના જુથોથી વેષ્ટિત બીરાજે છે. ાા૧૮ાા કુટુંબ સહીત શ્રી વિઠ્ઠલેશપ્રભુને આવેલા જોઇને, વ્રજવાસીજનો અને બીજા વૈષ્ણવો જેઓ ત્યાંહાં રહેતા હતા, તેઓ આનંદનું પાન કરવા લાગ્યા ાા૧૯ાા ત્યાંહાં મથુરા પુરીમાં વેદસ્મૃતિ વિગેરેનો જ્ઞાતા, એક સૌમદત નામનો પંડીત, જ્ઞાન વિશારદ રહેતો હતો ાા૨૦ાા ત્યાંહાં તે પંડીતને ઘરે તે સમય શ્રી વિઠ્ઠલ નાથજીએ, એવા બાલક પ્રાણ વલ્લભ શ્રી વલ્લભને સુવિદ્યા ભણવા માટે મોકલવા લાગ્યા ાા૨૧ાા શ્રી વિઠ્ઠલનાથજી તાતજીની આજ્ઞાથી, શુભયોગ તારાને સારા ગ્રહો જોઈ, શુભ દિવસે, ઇશ્વર એવા શ્રી વલ્લભે સુવિદ્યા ભણવા માટે, તે વિદ્યા આરંભ શરૂ કર્યા તે સૌમદત નામના બ્રાહ્મણ ગુરૂએ, જેમ આજ્ઞા કરી તેમ, શ્રી વલ્લભ સ્વમુખથી ભણવા લાગ્યા ાા૨૨ાા પછી તે શ્રીમદ વલ્લભને ઘરે આવીને, સર્વેને આનંદ દાયક શ્રીમદ ભાગવતનું આવલોકન કરવા લાગ્યા ાા૨૩ાા બીજા બ્રાહ્મણ બાલકો ઘોષ કરીને, હમેશા ભણે છે, પરંતુ જેના મુખારવિંદમાં વિદ્યાએ સ્થિતી કરી છે, એવા શ્રી ગોકુલેશજી, પઠણમાં ભણવામાં આસકત થયા નહી ાા૨૪ાા તે બ્રાહ્મણના બાલકો શ્રી વિઠ્ઠલકુમાર માટે સંદેહવાલા થઇને, શ્રી વલ્લભનું વૃતાંત પોતાના ગુરૂને કહેવા લાગ્યા, બ્રાહ્મણ બાલકો ગુરૂને કહે છે, હે ગુરૂદેવ ! શ્રી વલ્લભ હમેશા તમારૂં ભણાવેલું ભણતા નથી, અને ઘેર જઇને પોતાના મનને પ્રાણોથી, બીજુ પુસ્તક જુએ છે, વિચારે છે. ાા૨૫ાા વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, એ પ્રમાણે તે બ્રાહ્મણ બાલકોનું વચન સાંભળીને, ગુરૂએ શ્રી વલ્લભ પ્રભુને પૂછી જોયું, તો શ્રી વલ્લભે પહેલાં જે ગુરૂએ ભણાવ્યું હતું, તે બધું તેમના આગળ બોલી ગયા ાા૨૬ાા શ્રી વલ્લભ તે ગુરૂનું ભણાવેલું બોલી ગયા, તે સાંભળીને ગુરૂ તો ઘણો વિસ્મય થયો, તેથી એક દિવસે

તેમની ઘેર પરિક્ષા અર્થે ગયા ॥૨૭॥ ત્યાંહાં જઇ એકાંતમાં રહીને, તેમની શ્રીમદ ભાગવતથી નિકલેલી અમૃત સમાન વાણીને સાંભળીને, તે ગુરૂ અત્યંત વિસ્મય પામ્યા ॥૨૮॥ પછી તે ગુરૂ વિસ્મય પામી, વિસ્મયથી આવેશવાલા ગુરૂ, તરતજ તેમની પાસે આવી. તેમના ચર્ણાવિંદમાં દાસની પેરે પડ્યા ॥૨૯॥ પછી તે ગુરૂ સૌમદત્ત કહે છે, મિથ્યા પંડીત માની હું છું, તેથી મારા અપરાધ ક્ષમા કરો, તમે ઇશ્વર છો, અને હું આપનો શિષ્ય છું, હે જગત ગુરો, તમો મ્હારા ગુરૂ છો ॥૩૦॥ સૌમદત્ત ગુરૂ આગળ કહે છે, હે જગત પ્રભુ, તમે સત્ય નામ ધરાવનાર શ્રી ગોકુલેશ છો, તમો સર્વના કલ્યાણરૂપ, વૃજવલ્લભ શ્રી વલ્લભ છો ॥૩૧॥ હું તો મનુષ્ય છું, ને આપ તો દેવ છો, હું તો મુઢ છું, અને આપ સર્વજ્ઞ છો, તેથી હે અચ્યુત આપે અપરાધી એહવા મ્હારા ઉપર, કૃપા કરવી જોઇએ ॥૩૨॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા આ પ્રકારેથી શ્રી ગોકુલેશ આગળ સ્તવન કરીને, તે સૌમદત્ત ગુરૂ શ્રી વિઠ્ઠલનાથજી પાસે ગયો, અને તેમના યુગલચરણ કમલને વંદન કરીને વચન કહેવા લાગ્યો ॥૩૩॥ સૌમદત્ત કહે છે, આ તમારો બાલક મનુષ્ય નથી, પણ દ્વિજરૂપધારી ગોકુલના નાયક, પુરૂષોત્તમ, તેજ સાક્ષાત વલ્લભ રૂપે પ્રગટ થયા છે ॥૩૪॥ આ તમારા વલ્લભમાં, સ્મૃતિ, વેદ, વિગેરેની સ્થિતિ છે. અને શ્રીમદ ભાગવતના આશ્રયવાલા છે, તેમને તો પહેલા વાકપતિરૂપે ચૌદ વિદ્યાઓ ભણેલી છે ॥૩૫॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, એ પ્રમાણે સ્તુતી કરીને તે સૌમદત્ત ગુરૂએ શિરસા દંડવત કર્યા, શ્રી વિઠ્ઠલનાથજીને અનેક વાર નમસ્કાર કરીને, ફરી બોલ્યો ॥૩૬॥ સૌમદત્ત કહે છે, કરોડો વર્ષ પર્યંત આ તમારો પુત્ર શ્રી ગોકુલનાથ, ચિરંજીવ રહો, એવું તમને મ્હારા આશિર્વાદનું વચન આપું છું ॥૩૭॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, સૌમદત્ત ગુરૂ આ પ્રમાણે આશિર્વાદ આપીને પોતાના આશ્રમમાં ગયા, અને શ્રી ગોકુલેશના માતા પિતા, અને બીજા બધા સજ્જનો, તે જોઇને આનંદ પામ્યા ॥૩૮॥ એવી રીતે મનુષ્ય રૂપધારી, તે શ્રી હરિરૂપ શ્રી વલ્લભે લોકરીત અનુસાર, બધી વિદ્યાઓ ભણ્યા ॥૩૯॥ આમ આ વ્રજ સ્ત્રીઓથી આચ્છાદિત થયેલા. સાક્ષાત શ્રી જગદીશ શ્રી વલ્લભ, લોકની રીતે, લોક

અનુસાર. અનેક લીલાઓ કરે છે, મથુરાપુરીમાં આ પ્રમાણે વિદ્યાભ્યાસાદિ અનેક ક્રિડા કરે છે, ॥૪૦॥

ઇતિશ્રી સજ્જન મંડન ગ્રંથે સાતમો અધ્યાય સંપૂર્ણ ॥૭॥

## ॥ અધ્યાય ૮ ॥

શ્રી ગોકુલેશો જયતિ

અથ શ્રી સજ્જન મંડન ગ્રંથનો આઠમો અધ્યાય

વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા હવે શ્રીમદ વલ્લભ ધીમે ધીમે પંદર વરસના થયા તે સમય નવીન યુવાવસ્થાથી માધુર્યતા પ્રાપ્ત કરીને રસથી ભરપૂર થયા ॥૧॥ સર્વજ્ઞ એવાશ્રી શ્રી વિઠ્ઠલનાથજી તાત ચાર્યે પોતાના વયથી પૂર્ણ એવા શ્રી વલ્લભ પૂત્રના વિવાહ માટે આદરપૂર્વક પ્રયત્ન કરવા લાગ્યા ॥૨॥ આ પ્રાંતના સર્વે મંડલમાં કયાંએ કન્યા દેખાતી નથી પિતાશ્રી વિઠ્ઠલનાથજી અને ભ્રાતાઓ સર્વે તેની ચિંતામાં આતુર થયા ॥૩॥ એટલામાં પોતાની જાતીના તૈલંગ દેશના કોઇક શ્રેષ્ટ બ્રાહ્મણ ત્યાં પ્રભુ ઇચ્છાથી નિવાસ કરવા ને માટે મથુરાપુરીમાં આવ્યા ॥૪॥ જે બ્રાહ્મણની સાધવી પત્નિ રૂક્ષ્મણી છે, અને એક પાર્વતિ નામની તેમને ત્યાં કન્યા છે શ્રી વિઠ્ઠલનાથજીએ તે બ્રાહ્મણને માન આપ્યું અને ત્યાં નિવાસ કરીને રહેવા લાગ્યા ॥૫॥ હવે એક દિવસે તે બ્રાહ્મણ શ્રેષ્ટ વેણાભટ્ટજીએ શ્રીમદ વલ્લભની જન્મ પત્રિકા કોઇ મનુષ્ય દ્વારા મંગાવી ॥૬॥ તે વેણાભટ્ટજીએ શ્રીમદ વલ્લભની મંગલ-રૂપિની જન્મ પત્રિકા જોઇ અને તેજ સમય આ યોગ્યવર આપણને મલ્યો છે જોઇને સગાં વહાલા સહીત પોતે આનંદ પ્રાપ્ત કર્યો, આનંદ પામ્યા ॥૭॥ તે વેણાભટજીએ તે માણસ દ્વારા શ્રી વિઠ્ઠલનાથજીને વચન કહેવડાવ્યું કે હું તમારા સુત શ્રી વલ્લભને મ્હારી કન્યા આપીશ ॥૮॥ પછી સારા શુભ મુહુર્તમાં શ્રી પદ્માવતીજી સહીત શ્રી વિઠ્ઠલનાથજી પ્રભુએ હલદી સહીત અગીઆર સોપારી ગ્રહણ કરીને આવ્યા તેને વેણાભટ્ટજીએ હસ્તાંજલીથી વધાવી લીધા ॥૯-૧૦॥ બન્ને વેવાઈઓ એ તે સોપારી ફલને પરસ્પર એક

બીજાની અંજુલીમાં આપલે કરી વિનિયોગ કર્યો વર કન્યાના વિવાહનું વચન આપીને ॥૧૧॥ વ્રજના ભુષણરૂપ શ્રી ગોકુલનાથજી સોલ વરસના છે, અને તે પાર્વતી વહુજી સાત વર્ષના છે તે સમયે ત્યાં બન્નેના વિવાહનો સર્વ સુખદાયક દ્રઢ નિશ્ચયે થયોં ॥૧૩॥ શ્રી ગુંસાંઇ શ્રી વિઠ્ઠલનાથજીએ જ્યોતિષાચાર્યોને બોલાવી લગ્ન પુછ્યું તે બ્રાહ્મણોએ શ્રી વલ્લભને યોગ્ય વિચારીને લગ્ન કાઢીને કહયું ॥૧૪॥ કે સંવત ૧૬૨૪ ના અષાઢ વદી બીજને ગુરૂવારે શુભ લગ્નનું મુહુર્ત આવ્યું છે. ॥૧૫॥ પછી શ્રી વિઠ્ઠલ નાથજીએ પોતાના પુત્ર શ્રી વલ્લભના વિવાહ ના પ્રસ્તાવનો આરંભ કર્યો ॥૧૬॥ તે વિવાહ પ્રસ્તાવ માટે પહેલા નવીન વિવિધી પ્રકારના આભુષણો ઘડાવવા આપ્યાં અને અનેક પ્રકારના સુંદર વસ્ત્રો તૈયાર કરાવવા માંડ્યાં ॥૧૭॥ શ્રી વિઠ્ઠલનાથજીએ આનંદિત થઇને લગ્ન નીકટ આવતા અમુલ્ય મોતી હીરા માણેક મંગાવ્યા ॥૧૮॥ આચાર્ય ચરણનું સુખ વિચારનારી કૃષ્ણદાસીને આનંદ પ્રાપ્ત થયો અને શ્રી વિઠ્ઠલનાથજીનું સુખ વિચારનારી ગુજરાતી ગૌરી નામની દાસી પણ સુખાનંદ પામી ॥૧૯॥ શ્રી વલ્લભના સગા વહાલાનો સંઘ અને સત્ય પુરૂષોનો અને સાધુજનો પણ આ વિવાહની વારતાથી આનંદ પામ્યા ॥૨૦॥ નાના પ્રકારના આભુષણો અને વસ્ત્રો ધારણ કરીને જ્ઞાતિજનની રસભરીત સ્ત્રીજનો મંગલગાન કરતા શ્રી ગોકુલેશજીના શ્રી અંગે પીઠીથી ઉબટના કરવા લાગ્યા ॥૨૧॥ આનંદમાં આવી જઈ ચિત્ર વિચિત્ર નાદથી આભુષીત થયેલી તે સ્ત્રીઓ મંગલગાન કરવા લાગી તેનો અને વાજિત્રનો નિર્ઘોષ શ્રીમદ વિઠ્ઠલનાથજીના આંગણા માં થવા લાગ્યો ॥૨૨॥ શ્રીમદ વિઠ્ઠલનાથજીના આંગણામાં સર્વે પ્રાણી માત્રના મનને આનંદ દાયક આંબાના પલ્લવ ને ધ્વજા પતાકાથી યુકત તોરણ વિગેરેથી અત્યંત વિસ્તારવાલો લગ્ન મંડપ શોભવા લાગ્યો ॥૨૩॥ તે વિવાહ મહોત્સવમાં સઘળા નીજજનો ભેગા થઇને આવ્યા તેઓ શ્રીમદ વલ્લભનું શ્રી અંગ પીઠીના ઉબટનાથી સુંદર શોભાયુકત થએલુ જોઇને આનંદ પામવા લાગ્યાં ॥૨૪॥ આ વિવાહ મહોત્સવ માટે શ્રીમદ વિઠ્ઠલનાથજીએ પુત્રના વીવાહ યોગ્ય પોતાના માણસો પાસે આનંદથી સામગ્રી તૈયાર કરાવવા

લાગ્યા ॥૨૫॥ વિવાહના ચાર દિવસ પહેલા વેણા ભટ્ટજીએ સ્ત્રીઓ દ્વારા નાના પ્રકારના પકવાનની સામગ્રી વરરાજાને ત્યાંહાં મોકલી ॥૨૬॥ ત્યાંહાં શ્રી વિઠ્ઠલનાથજીના દ્વારે બંન્ને સંબંધી વહેવાઇઓ ભેગા થયા અને પહેલાંની રીતી પ્રમાણે તે બન્ને અગીઆર અગીઆર સોપારીઓનો વિનીમય અંજુલી માં આપલે કરવા લાગ્યા ॥૨૭॥ વેણા ભટ્ટજીને ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીને પદ્માવતીજીના ખોલામાં અને યથાયોગ્ય બીજા સગાંઓના ખોલામાં પાર્વતી જીને પધરાવ્યા ॥૨૮॥ તે આનંદ પામેલી સ્ત્રીજનોએ કન્યાના હસ્તમાં નાના પ્રકારની વસ્તુઓ આપી અને લગ્ન નિર્ધાર વચન આપીને તે સ્ત્રીજનો પોત પોતાને ઘરે વિદાય થયા ॥૨૯॥ સર્વજનને આનંદ દાયક વિવાહનો નિશ્ચય થયો તે સમય વેણાભટને શ્રી વિઠ્ઠલનાથજી સ્વકુટુંબ સહીત આનંદ પામ્યા ॥૩૦॥ શ્રી પદ્માવતીજી સહીત શ્રી વિઠ્ઠલનાથજીએ સ્વજનોની પાસે નાના પ્રકારની પકવાન સામગ્રી કરાવી ॥૩૧॥ વિવાહના પહેલે દિવસે અત્યંત પ્રિય એવી વેદ વિધિથી નાંદી શ્રાધ્ધાદિ સ્વકુલદેવ પુજા વિગેરે કરી પોતાના જ્ઞાતિજનોનુ ભોજન દાન વિગેરે વેણા ભટજીએ અને શ્રી વિઠ્ઠલ નાથજીએ કર્યું ॥૩૨॥ માતા શ્રી રૂક્ષ્મણીજીને હર્ષના દાતા અને બીજા યમુના કમલા વિગેરે બેહેનોને સગાંવહાલાને તે વિવાહ મહોત્સવના દિવસે શ્રી વિઠ્ઠલનાથજી આનંદના દાતા થયાં ॥૩૩॥ દિવસ પૂર્ણ થવાનીં ચાર ઘડી પહેલા સગાંવહાલા ભકતજનો સહીત શ્રી વિઠ્ઠલનાથજી પોતાના પૂત્ર શ્રી ગોકુલેશજીને ઉઘલાવી વેણા ભટજીના ધામે ચાલ્યા ॥૩૪॥ મનના જેવા વેગવાલા નીલા ઘોડા ઉપર શ્રી ગોકુલનાથજી બીરાજેલા છે અને વ્રજાંગ-નાઓથી વિંટાએલા છે ત્યાં તે સ્ત્રીઓના માંગલ્ય ગીતોના નાદથી અને અનેક પ્રકારના વાજિંત્રના નાદોથી વિવિધ પ્રકારના ઉત્સવપુર્વક શ્રી ગોકુલેશજી ઘોડા ઉપર બીરાજી પધારી રહ્યાં છે, ॥૩૫॥ માર્ગમાં તે લક્ષ્મીપતિ શ્રી ગોકુલેશજી આગળ બંદીજનો સ્તુતિ કરે છે અને નિપુણ ગંધર્વો ગાન કરે છે અને નૃતિકાઓ નૃત્ય કરે છે ॥૩૬॥ આમ સાંજથી વરઘોડો કાઢી પ્રાતઃ-કાલમાં શ્રી વિઠ્ઠલનાથજી સ્વકુટુંબ સહીત આનંદ પામ્યા થકાં શ્રી વલ્લભ વર શ્રી ગોકુલેશજી સગા વહાલાં અને જાનૈયા ભકત ભકતજનોથી વિંટાએલા

વેણાભટજીના દ્વારે આવી પહોંચ્યા ॥૩૭॥ કામદેવને મોહ પમાડે તેવી બે સુંદરીજનને બે મંગલકલશમાં જલભરી ઉપર મુકી મસ્તકે ધરીને તેમના પધારતાં તેમની સનમુખ મોકલ્યા ॥૩૮॥ આનંદમા વ્યાકુલ થયેલા સગા સંબધીઓ ભાઇઓ અને કાકા વિગેરે સહીત શ્રી વિઠુલનાથજીએ મંડપ ના દ્વારે આગળ જઇને શ્રી વલ્લભ કે જેને શ્રવણે કરી સજ્જનોની હાર હર્ષજલના સમુદ્રવીના બીજું કાંઈ પણ જાણી શકી નહી એવા આનંદ સમુદ્રમાં મગ્ન થયાં ॥૩૯॥

ઇતિશ્રી સજ્જન મંડન વિવાહુવર્ણનો આઠમો અધ્યાય સંપૂર્ણ

શ્રી ગોકુલવાસી માહાવ વિરંચિતં ॥

## ॥ અધ્યાય ૯ ॥

અથ શ્રિ ગોકુલેશો જયતિ

અથ સજ્જન મંડન ગ્રંથે નવમો અધ્યાય આરંભ

વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, તે રાત્રીએ પોતાના સુહૃદજનોને માટે વેણા- ભટજીએ મૃતકાના પાત્રની અંદર, જે જે ઉત્તમ વસ્તુઓ કલ્પી પુરોહિતે, તે મોકલી, તેમના રહેઠાણ માટે, શ્રેષ્ટ સગવડ કરી, અને પછી પુરોહીતે, તે બન્ને વરવધુને, સુંદર આસન, ચોકી, પીઢો, બાજટ ઉપર બેસાડ્યા ॥૧॥ પછી તે વરવધુનુ હિત થાય તેવા મનવાલા બ્રાહ્મણો, અનેક મંત્રોથી વિવાહ હોમ કરવા લાગ્યા, અને તે વખતે ચંચલ નેત્રકમલ વાલા ને હાસ્યયુકત મુખવાલા, તે બન્ને વરવધુનાં, સ્ત્રીઓ અને પુરૂષો દર્શન કરવા લાગ્યા ॥૨॥ પછી તે વરવધુ વલ્લભ રાજા, શ્રી પાર્વતીજીના, બન્ને હસ્ત પોતાના બન્ને શ્રી હસ્તમાં ધારણ કરીને, લાજા હોમ કરવા લાગ્યા ॥૩॥ શ્રીમદ્ વલ્લભ પોતાની અંજુલીમાં, તે વધુ શ્રી પાર્વતીજીની અંજુલી મુકીને, તેમાં સુંદર નાગર વેલનું પાન ધરીને, તે વર શ્રેષ્ટ શોભવા લાગ્યાં, ત્યાં તેમના સાલાએ, લાજા (ડાંગરપુષ્પ) ચાર વખત વરવધુના હસ્તોમાં પધરાવ્યા, ને તેમને હોમ કર્યો, અને વલ્લભવર અને પાર્વતી વહુજી, બન્ને મંગલફેરા ફરી અગ્નિ પરીક્રમા કરી ॥૫॥ મેરૂ પર્વતની સમીપ, નિર્મલરાત્ર ને દિવસ

પારભ્રમણ કરે તેમ, આ યુગલ સ્વરૂપમાં શ્રી પાર્વતી વહુજી આગળ, ને વલ્લભવર પાછલ રહી, મંગલફેરામાં શોભી રહ્યાં છે ા૬ા આ પ્રમાણે ત્યાંહાં બન્ને વરવધુને, ચાર મંગલફેરા થયા, પછી તે બન્નેનો જેમ જેમ રાગ થયો, તેમ તેમ ત્યાંના મનુષ્યો જય જય કારના શબ્દવાલા થયા ા૭ા તે બન્ને જુગલ સ્વરૂપને આનંદ યુકત થઇ, યુવતિજનો આશિર્વચનો આપે છે ા૮ા ચોકી ઉપરથી બન્ને જણ ઉઠીને, વેદી આગલ નીચે ઉભા રહ્યાં, અને પરસ્પર હલદી ખેલમાં, હલદીલેપન કરવા લાગ્યા ા૯ા વર રાજા શ્રી ગોકુલેશજી, કન્યાના કલેવરમાં હરિદ્રાલેપને કરે છે ા૧૦ા એકવાર આરોહણ કરાવીને, શ્રી વલ્લભવર આમ તેમ ફરે છે, અને પાર્વતી વહુજી પણ તેવી ક્રીડા કરે છે, પછી તે પાર્વતી વહુજીની સાથે, આ વરરાજા શ્રી વલ્લભ વેદી આસન ઉપર આવીને ઉભા રહે છે ા૧૧ા સાત્વિક ભાવમાં આશ્રયવાલા વરરાજા શ્રી વલ્લભવર, વધુ શ્રી પાર્વતી વહુજીની કંચુકીના બંધનને, બે હસ્તથી છોડવાને વારંવાર યત્ન કરી બંધને મુકત કરે છે ા૧૨ા પછી બન્ને જણ પરસ્પર પોતાના મસ્તકને ચરણમાં અર્પે છે, અને અનંગ અત્યંત અંતરમાં રહેલો છે, એવા લજ્જાથી ભરપૂર, વેણા ભટ્ટની પુત્રી શ્રી પાર્વતીજી શ્રીમદ વલ્લભવર સાથે ક્રીડા પૂર્ણ થયા બાદ શોભવા લાગ્યાં ા૧૩-૧૪ા હલદીનું ચુર્ણ કપુર કસ્તુરીના જલના રસથી રંગાયેલા, તે યુગલ સ્વરૂપને જોઇને, સુંદરીઓના જુથો પરસ્પર હાસ્ય કરવા લાગ્યા ા૧૫ા ત્યારે તે રંગના રસથી સઘલો મંડપ આભુષિત થયો ા૧૬ા હલદીના ખેલ સમયે શ્રી પાર્વતી વહુજી અને શ્રી વિઠ્ઠલકુમાર શ્રી ગોકુલનાથજી, એમ ચાર દિવસ આનંદથી ખેલ્યાં, તે સમયે તે સ્ત્રીજનો પણ હાસ્ય કરીને ખેલે છે, ચાર દિન પર્યંત પ્રેમથી પૂર્ણ વર વધુ એક પાત્રમાં, પોત પોતાના શ્રી હસ્તથી ભોજન કરે છે ા૧૮ા શ્રી વલ્લભ વરે ચાર દિવસ સુધી હોમ કર્યો, એવી રીતે વિવાહ સમયનુ કહેલુ અનેક કાર્ય વરરાજાએ કર્યું ા૧૯ા ચતુર્થી હોમ વિવાહ હોમા પછી થાય છે, અને તે પછી હાથી ખેલ કરે છે તેમા ચોથે દિવસે જમણી ને ડાબી, બાજુએ તે વેદી આગળ મીઠાનો ને ચોખાનો, એક એક હાથી બનાવવામાં આવે છે, ા૨૦ા વરરાજા

શ્રી વલ્લભ, ડાબી બાજુના મીઠાના હાથી ભણી રહ્યાં, અને બીજા ચોખાના હાથી બાજુ, વધુ શ્રી પાર્વતી વહુજી લજ્જાથી નમેલા મુખારવિંદવાલા રહ્યાં ।।૨૧।। પોતાના પ્રિય વર શ્રી ગોકુલનાથજીને કહયું, હે મ્હારા દાસ! આ હાથીને તમે જલદી મને આપો, અને શ્રી ગોકુલેશજીએ તેમને કહયું, દાસી એ હાથી મને આપ, એમ બન્ને જણે પરસ્પર તે પ્રમાણે સુંદર વચન કહ્યાં, તે સાંભળી વરને વધુએ પહેલો તે હાથી અર્પણ કર્યો, અને પછી વરજીએ અર્પણ કર્યો, એમ પરસ્પર બંન્ને જણે તે હાથીનો વિનિયોગ કર્યો ।।૨૨।। વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, પછી તે બન્ને વર વધુ એ પ્રમાણે બન્ને હાથીઓનો વિનિયોગ કરીને, છુટા છુટા ઉભા રહ્યાં, પછી ફરીથી શ્રી વલ્લભવર વહુજી અને જુવતી ગણથી વિંટાયેલા વહુજીને કહેવા લાગ્યા, શ્રી વલ્લભ કહે છે, હે મમ દાસી! આ હાથીને તમે શિઘ્ર અર્પણ કરો, તેમનુ તે સુવચન સાંભળીને વરરાજાની પેઠે, તે હાથીને અર્પણ કર્યો ।।૨૩:૨૪।। વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, આવી રીતે હાથી ખેલ કરીને, તે યુગલ દંપતિ ઉભાં રહ્યાં છે, અને આસન ઉપર બીરાજી, કુલમાં કહ્યાં પ્રમાણે, ચાર વખત શિષ્ટાચાર કર્યો ।।૨૫।। હવે તે દિવસે જ્યાં સૌભાગ્ય વર નાયક શ્રી વલ્લભ, અને શ્રી પાર્વતી વહુજી બીરાજે છે, ત્યાંહાં કોઇક રજોદોષથી મુકત થયેલી, સૌભાગ્યવતી આવીને ઉભી રહી ।।૨૬।। હલદીના જલથી પુર્ણ, એવા મૃતિકા ના પાત્રને, ડાબા હાથેથી જમણા, હાથમાં પલ્લવે લઇને, તે સૌભાગ્યવતી ત્યાંહાં ઉભી રહી ।।૨૭।। તો સૌભાગ્યતીએ તે વરવધુની પાછળ ઉભી રહીને, કુલરીતને જાણવામાં કુશળ હતી, તેથી બ્રાહ્મણોએ કહેલા વેદ મંત્રોથી, બન્ને યુગલ સ્વરૂપ ઉપર અભિષેક કર્યો ।।૨૮।। એ પ્રમાણે નાગવેલી ખેલ વિગેરે, ત્યાં તે તે કાર્યમાં નિપુણ સ્ત્રીજનોએ સુખદેનારી રસરૂપણી કુલની રીતો કરી ।।૨૯।। કામદેવથી પૂર્ણ, એવા નાના પ્રકારના માનની સુંદરીઓના જુથોએ, વરરાજાના દેખતા સુંદર મંગલ કારક ગાન કર્યું ।।૩૦।। તે માનની સ્ત્રીઓ વિસ્મય પામીને, વધુ શ્રી પાર્વતી વહુજી સહીત, બીરાજતા શ્રી વલ્લભવરને, પ્રેમથી વારંવાર આશિષો આપવાં લાગી ।।૩૧।। એવી રીતે સર્વ નામના જાણકાર, લક્ષ્મીજીના પતિ શ્રી વલ્લભવરને, લગ્ન મહોત્સવ, વેણા ભટ્ટજીની પુત્રી શ્રી પાર્વતી વહુજીની

સાથે આનંદ પુર્વક થયો ॥૩૨॥ પછી વેણા ભટ્ટજીની આજ્ઞા થતાં બહેનો, ભ્રાતાઓ કાકાને, સગાં સંબંધી ભકતજનો અને સર્વે જાનૈયા સહીત, શ્રી વલ્લભવર વધુ શ્રી પાર્વતી વહુજી સહીત, નીજ ઘેર પધાર્યા ॥૩૩॥ આ વિવાહ મહોત્સવ થયો, તેથી મહા બડ ભાગીની શ્રી પદ્દમાવતીજી માતા, દેહધર્યાની કૃતાર્થતા માની સર્વેને આનંદ આપનાર, આનંદરૂપ સમુદ્રમાં મગ્ન થયા ॥૩૪॥ તદુપરાંત કૃષ્ણાદાસી, દામોદર દાસી, ગૌરી દાસી, ચાચા હરીવંશજી, અને સઘલો વ્રજવાસીનો સાથ પણ આનંદ મગ્ન થયો ॥૩૬॥ હવે વૃધ્ધજનોએ કહેલા કુલને અનુસાર, વ્યવાહારીક દક્ષ સ્ત્રીજનોએ, જે જે યોગ્ય હતી, તે તે વિધિ, પુરોહીત દ્વારા કરાવી ॥૩૭॥ તે તે સમય નૃત્ય કરનારીઓએ નૃત્ય કર્યું, અને ગંધર્વોએ, બંદીજનોએ, તેમના યશનું ગાન કર્યું ॥૩૮॥ શ્રી વિઠ્ઠલનાથ શ્રી ગુસાંઇજીના આંગણામાં, રંગનો સમુદ્ર અત્યંત વૃધ પામ્યો, અને યક્ષો કિન્નરો, ગાંધર્વોએ, ઉંચા સ્વરથી ગાન કર્યું, તેમા ઝાંઝ, તાલ, પખાવજી વિગેરે વાધ્યનો ઘોષ થયો ॥૩૯॥ પોતાના નિધીરૂપ પૂત્રનો, એ પ્રમાણે વિવાહ મહોત્સવ પૂર્ણ થયો, ત્યારે તે પૂત્ર શ્રી વલ્લભ શ્રી અંગને જોઇને, મનમાંહાં આશ્ચર્ય પણાને પામ્યા ॥૪૦॥ કરોડો કામદેવ સમાન લાવણ્ય-વાલા, રોમ રોમમાં અત્યંત સુંદર, સર્વેના ઇષ્ટ, એવા તે પુત્ર શ્રી ગોકુલનાથજી ને જોઇને, પિતા શ્રી વિઠ્ઠલનાથજીએ, પરમ આનંદ પ્રાપ્ત કર્યો ॥૪૧॥ નવીન યુવાવસ્થાના ઉદ્રેકથી, અલૌકીક સુંદર શોભાયુકત, શ્રીઅંગવાલા, તે પુત્ર શ્રી ગોકુલનાથજીને જોઇને, પિતા શ્રી વિઠ્ઠલનાથજી, મોહ પામીને ચિત્રવત થઈ ગયા ॥૪૨॥ પૂર્ણ અંશરૂપ પૂર્ણ સ્વરૂપ, પુર્ણ કામને, મનને હરણ કરનારા, તે પુત્ર શ્રી વલ્લભને જોઇને, શ્રી વિઠ્ઠલનાથ શ્રી ગુસાંઇજીએ કહયું, કે હુ ધન્યવાદવાલો છું, એમ માનવા લાગ્યા ॥૪૩॥ કોઇ બે સખીઓએ પુર્ણ ભાવથી સ્વશકિત અનુસાર, ચરણના તલથી આરંભી, મુકટ પર્યંત, શ્રી વલ્લભવરની પ્રિય શોભાને વર્ણન કરી છે ॥૪૪॥

ઇતિ શ્રી સજ્જન મંડને નવમો અધ્યાય સંપૂર્ણ, શ્રી ગોકુલવાસી મહાવદાસ વિરચિત, શ્રી શ્રી શ્રી.

## ॥ અધ્યાય ૧૦ ॥

### શ્રી ગોકુલેશો જયતિ

### શ્રી ગોકુલવાસી માહાવદાસભાઇ વિરચિતં સજ્જન મંડન અધ્યાય દશમો ॥

એક સુંદરી સખી કહેવા લાગી કે, હે સખી ? આજે શ્રી વિઠ્ઠલનાથજીના સુપુત્ર શ્રી વલ્લભની શોભાનો, પાર વાણી પણ પામી શકી નથી, તે શ્રી વિઠ્ઠલ-કુમાર શ્રી ગોકુલનાથજીના, સ્વરૂપનું વર્ણન કર ॥૧॥ શ્રીમદ વલ્લભના જમણા ચર્ણાવિંદના તલીયામાં કમલ, વજ, ગદા, પતાકા, તોરણ, સુંદરવેલી અને ધનુષ્ય, એ રેખાઓના ચિન્હો, ભકતના સુખ માટેજ ધારણ કરે છે ॥૨॥ સદા પ્રિય એવા શ્રી વલ્લભના ડાબા ચરણાર્વિંદના તલીયામાં, ધજા, અંકુશ મત્સ્ય, સુદર્શન ચક્ર, અષ્ટદલ કમલ, અમૃત કલશ, અને જવના ચિન્હો ને ધારણ કરે છે ॥૩॥ તે શ્રી વલ્લભના ચરણો ને, શ્રી હસ્તોમાં નાના પ્રકારની જે સુંદર રેખાઓ શોભી રહી છે, તે રેખાઓ બ્રહ્મા વિગેરથી, તેમજ તેમનાથી બીજાઓથી, કેમે કરી જાણી શકાય નહી તેવી છે ॥૪॥ જમણા ચર્ણાવિંદના તલીએ, જે કમલનું ચિન્હ બીરાજે છે તે શું જાણે, સુંદરીના કઠોર કુચનુ ચિન્હ હોય ને શું ? તેહવું શોભે છે ॥૫॥ પોતાના નીજ ભકતોના સંતાપને હરનાર, એવા તે ચર્ણાવિંદથી, કમલની શોભાને પણ ઉપમર્દન કરી નાખી છે કે શું ? ॥૬॥ કરૂણાના ભંડાર ઇશ્વર એવા તે શ્રી વલ્લભના ચર્ણાવિંદના તલમાં, કમલની પાસે વજરેખા ધારણ કરે છે, તે વજરેખા પોતાના ભકતોના અપરાધ રૂપી પર્વતની, પાંખોને છેદવાને સામર્થવાલી છે, ॥૭॥ જમણા ચરણ કમલના તલીએ, ગદાનું ચિન્હ, ભકતના માર્ગને તીરોધાન કરનારા ભકતોના પાપરૂપ પર્વતોને, છેદવા માટે ધારણ કરે છે ॥૮॥ પતાકા અને તોરણનું ચિન્હ, તે હમારૂ મંગલ યોગ છે જ, એહવું એ ચિન્હ ધારણ કરીને, હુ માહા મંગલનો દાતા છું, એમ સ્વજનોને સુચવવા (કહેવા) ને માટે, ધારણ કરે છે ॥૯॥ આ શ્રી ગોકુલનાથજી, ત્યાંજ તે ચિન્હોની સાથે ઇંદ્રધનુષ્યનું ચિન્હ ધારણ કરે છે, તે દેવોના ઇંદ્રિના મદને, હુ હરણ કરનાર છું, તેવું તે ઇંદ્રિ ધનુષ્યનાં ચિન્હના બાનાથી, પોતાના ભકતોને દર્શાવે છે ॥૧૦॥

ત્યાંહાં ચરણ તલમાં નાગવલ્લી ચિન્હ છે, તે નાગવલ્લી પત્ર (તાંબુલ) રાગ સહીત પુષ્કળ આરોગે છે, તેમાં સ્નેહનુ મુલ કારણ છે, તે માટે તે નાગવલ્લીના ચિન્હથી, તે પ્રભુ પોતાના જનોને, સ્નેહનું મુલ કારણ હું છું એમ જણાવે છે ॥૧૧॥ આ શ્રી ગોકુલેશ, કાલકુટ સમાન છે, છતાં અમૃત દ્રવવાલી હોવાથી અંગીકાર કરે છે, પોતાના વામ ચરણતલમાં, ધ્વજાનું ઉત્તમ ચિન્હ ધારણ કરે છે ॥૧૨॥ વાયુ જે દિશામાં થાય છે, તે દિશામાં ધ્વજા ઉડે છે, પોતાના ભકતોને એ પ્રમાણે સુચવે છે. તમે જે દિશામાં પ્રભુ હોય તે દિશામાં તેમને ભજો ॥૧૩॥ એ ધ્વજા ચિન્હ પાસે અંકુશનું ચિન્હ છે, તે સ્વભકતના મનરૂપ ઉન્મત્ત હાથી બીજે ઠેકાણે જાય છે, તેનાથી તેને વારે છે ॥૧૪॥ જે ભકતજનો ચર્ણારવિંદ તલમાં વાસ કરવાને ઈચ્છે છે, તેમને અંકુશથી આકર્ષીને, શ્રી વલ્લભ ચર્ણારવિંદમાં સ્થાપન કરે છે ॥૧૫॥ અહીં વામ ચરણમાં અષ્ટદલ કમલના બાનાથી, સર્વથી અભય પામીને, મહાન અષ્ટ સિદ્ધિઓ ચર્ણારવિંદમાં, હંમેશા સ્થિર થઇને રહેલી છે ॥૧૬॥ વામ ચરણમાં કિર્તિરૂપ જવનું ચિન્હ છે, તે ધર્મની વૃદ્ધિ માટે છે, અને આ શ્રી વલ્લભના બન્ને ચરણ તલમાં, ભકતના રક્ષણાર્થે, સુદર્શન ચક્ર ચિન્હ બીરાજે છે ॥૧૭॥ અમૃત કલશ તપસ્વીના બાને શરણે આવેલો છે, આવી રીતે ચર્ણાવિંદનું તલ કુંમકુંમના જેવુ અરૂણ ને રસના ઉદ્રકવાલું છે બન્ને ચરણ તલો, સુંદરીના કુંચા લિંગનના અનુરાગનુ અનુલેપન હોય ને શું ? તેવા બન્ને ચરણ તલો છે. ॥૧૮॥ કામદેવ શરણે આવ્યા કે તેની પાછલ રતી શરણે આવી કે શું ? અથવા રાગના, વાલા ભકતના ચિત્તને, અનુરકત કરવા રાગને ધારણ કર્યો છે કે શું ? ॥૧૯॥ ભકતના મનની વિચિત્ર જાલને ચારે બાજુથી શીતલતા આપનાર, સુંદર ચરણ તલ છે કે જે ચરણ પલ્લવમાં કમલો છે, તે વિદ્રુમને પણ તુચ્છકાર કરીને શોભી રહ્યાં છે ॥૨૦॥ ભકતોના ચિત્તરૂપ, ઉન્મત્ત હાથીઓને બાંધવાના આધારરૂપ, શ્રી વલ્લભ ચરણની આંગળીઓ ધારણ કરે છે, તે અંગુલીઓ ભકતને સુખ આપનારી છે, કે ભકિત ના અંકુરોની પંગતીઓ છે ॥૨૧॥ આ અંગુલીઓ ભકિતરસની ધારાઓ છે કે શું ? અને સુંદર નખની પંગતી, ભકતજનોની આરતીને હરણ કરનારી શોભી રહી છે ॥૨૨॥ કરોડો ચંદ્ર સમાન પ્રકાશ વાલા

નખોતો, મ્હારાથી કેમ કરીને વર્ણવી શકાય, ભકતોને રસપાન માટે પાત્રોના સમુહ હોયને શું ? તેહવા શોભી રહ્યાં છે, સરોવરમાંથી ઉત્પન્ન થયેલી નાલરૂપ, સુખદાયક દ્રષ્ટ પુષ્ટ સુંદર ગોલ જંઘા ભકતોના તાપને નિવારણ કરીને શોભી રહ્યાં છે. ॥૨૪॥ એ શ્રી ગોકુલેશજી ના ચર્ણાવિંદ, ભકતોના મસ્તકોને શોભાવનાર, પોતેજ છત્રરૂપ થઇ, શ્રમને દુર કરવાને બીરાજે છે, કે જે જંઘા જગતની શોભાનો તુચ્છકાર કરે છે, તેહવી શોભી રહી છે ॥૨૫॥ સ્વર્ગથી અધિક અત્યંત સુખ આપનારી, સુંદર ઋણી, શીતલ, વિશાલ સૌભાગ્યશીલ, સંઘન બંન્ને જંઘાઓ, શોભી રહી છે ॥૨૬॥ રણ સંગ્રામની જીતમાં, જલના હાથીના પુલીરૂપ, માનુનીના હસ્ત કમલના પુષ્પની કલીરૂપ, એવીએ બન્ને શ્રી વલ્લભરૂપ અચ્યુતની જંઘાઓ, માનુનીઓ સમુહોના મનોને મોહ પમાડનારી શોભે છે ॥૨૭॥ કામદેવની બે જંઘાઓ જાણે ઋણી ના હોય, તેવી તેવી તે બન્ને હીંદોલાના બે સ્થંભો હોય, તેવી દેખાય છે, અને કામ નરેશનો મનોહર રસનો ભંડાર જાણે હોય કે શું ? તેમ ભાસે છે ॥૨૮॥ હે સખી ! સર્વેના મનને હરનારૂં, વિશાલ નિતંબ સ્થલ, આપણા માનુનીઓને મોહની જાલરૂપ છે, લોખંડના મુખવાલા પાંચ બાણવાલા, કામદેવરૂપ સમુદ્રનો જાણે કિનારો છે કે શું ? તેમ શોભે છે, હે સખી ! તે વાણીના પતિ, આપશ્રીનું મધ્ય સ્થલ, શ્રી અંગની સુંદર શોભા આપનારૂં, નાના સિંહ જેવું કાર્ય કરનારૂં સુંદર સુવર્ણની કટી કિંકણીના ઝમકાથી શોભતુ, સુંદર શોભી રહયું છે ॥૩૦॥ ત્યાંહાં ગંભીર ભમર સમાન નાભી રાજે છે, કે જેમાથી વેદાદિનું પ્રાગટ્ય થવાની પુષ્કલ કલી સમાન, અને જે નાભી કમળના આશ્રયરૂપ છે ॥૩૧॥ આ નાભી નથી, એમ માનનારાંને સિંહની કચ્છેલી ગુફા છે, કિંવા કામરૂપ સમુદ્રની ભમરી છે ॥૩૧॥ કીંવા કામદેવની જાલ છે ॥૩૨॥ ઉદરરૂપી નદમાંથી (ધરામાંથી) પ્રગટ થયેલુ અલૌકીક કમલ છે કે શું ? તેહવું શોભે છે ॥૩૩॥ આ નાભી તે મૃગ્યા ખેલવામાં આસકતોનો કામ પાસ છે કે શું ? કે સ્ત્રી પુરૂષરૂપ મૃગના ટોલાંને પકડવા માટેનું સ્થાન છે કે શું ? તેવુ ભાસે છે ॥૩૪॥ કામદેવને અંદર અને બહાર ગતિ કરવાને માટે ગૃહદ્વાર છે

કે શું, કે દાસ જનોને રસપાન કરવા માટે પ્રણાલીકાઓ સ્થાપન કરી છે કે શું? તેમ ભાસે છે ॥૩૫॥ માનુનીઓના મન સમુહનો, વિજય કરવા અહીં નાલિકાને સ્થાપન કરી છે કે શું, કે જે. નાલીકાઓની અંદર આ સુંદર ગોલ, નાભિ, કામ નરેશે તો નથી રાખી મુકી ॥૩૬॥ હે સખી હું પામર જીવ, આપના ઉદરની શોભાને કેમ વર્ણન કરવા સમર્થ થાવું? કોઇ વાચસ્પતિ ઇંદ્ર, બ્રહ્મા, કે શેષ નારાયણની વાણી, તે વર્ણન કરવા સમર્થ નથી ॥૩૭॥ ત્યારે ઉદર શું રસથી પૂર્ણ નથી? યથાર્થ રસપુર્ણ છે. તે જાણે સુંદર સરોવર છે કે શું? કે કામ નરેશનું ક્રિડા કરવાનું કે પોતાનું આસન છે કે શું, કે જે હમેશાં સરે છે ખસે છે, શ્વાસો શ્વાસથી હાલે છે ॥૩૮॥ ઉદર ઉપરની ત્રીવલ્લીઓ, રસથી આવેશ પામેલા કામરૂપ સાગરના તરંગો ન હોય ને શું? અને ગુણ લક્ષણ ને સુંદર રૂપની જાણે આ સીમા શોભતી હોય કે શું? તેમ શોભે છે ॥૩૯॥ હે સખી! તે વાણીના પતિ શ્રી વલ્લભની ત્રીવલી નથી? પરંતુ દેવોએ હૃદય દુર્ગમાં જાવા માટે કામદેવના પગથીયા રચેલા છે ॥૪૦॥ હે સખી, મને શય્યા, ભોજન, અને શૃંગાર એ ત્રણ વહાલા છે, તેની સમશ્યા આ ત્રણ વલીઓ, પોતાના જનને આપે છે, પણ ખરેખર એ ત્રીવલી નથી ॥૪૧॥ તે શ્રી વલ્લભના સુંદર ઉદરના ડાબા ભાગમાં, એક ચક્રરૂપ શ્યામ ચિન્હ છે, તેનુ કારણ હું તને કહું છું ॥૪૨॥ તે સ્વરૂપ નિલ ચિન્હ, રસાત્મક શ્રી વલ્લભે, દેહની મધ્યના ઉદરના મધ્ય ભાગમાં રસ છે તેમ સ્વજનોને સમશ્યા સુચવિ છે ॥૪૩॥ આ શ્રી વલ્લભને ત્રણ મોટા ભાઇઓ છે, અને બીજા નાના ભાઇઓ ત્રણ છે, તેમાં પોતે સ્વજનોને સુખદાન દેવા માટે, મધ્યમાં પ્રગટ થયેલા છે ॥૪૪॥ જેમ ગંગા, યમુના ને સરસ્વતિના પ્રવાહોમાં, બુધ પુરૂષોએ, યમુનાજીને રસરૂપ જાણ્યા છે, તેમ પ્રવાહી, પુષ્ટિ, મરિયાદા, એ ત્રણેમાં, પુષ્ટિ જેમ મધ્યમાં છે, તેમ બધા બાલકોમાં શ્રી વલ્લભને પણ રસાત્મક, અને પુષ્ટરૂપ કહેલા છે, જેમ શેરડીના દંડમાં મધ્ય ભાગ રસવાલો હોય છે, તેમ ડાહ્યાં પુરૂષોએ જાણ્યું છે તેમ બધા શ્રી ગુંસાંઇજીના પુત્રમાં, મધ્યભાગમાં રસ સહીત રસાત્મક

શ્રી વલ્લભ બીરાજે છે ॥૪૫-૪૬॥ અચ્યુત શ્રી વલ્લભે, ઉદર અને મનમાં ચંદ્રમાનું તેજ હરી લીધુ છે કે શું ? જેથી ચંદ્ર તે તેજની પ્રાપ્તિ માટે તપશ્ચર્યા કરે છે, કે જેથી મ્હારામાંથી શ્યામ ચિન્હ દૂર થાય, તેમ શ્રી વલ્લભ ચંદ્રરૂપ હોઈ, ઉદરના નીલ ચિન્હ બાનાથી, સંધ્યા વંદનાદી, "તપશ્ચર્યા," કરી શ્યામ ચિન્હને દુર કરવા ઇચ્છિતા હોય ને શું ? તેમ ચંદ્ર સમાન શીતલતા દાયક શોભે છે, કરોડો સુર્યસમાન દેહ દિપ્યમાન, ને કરોડો ચંદ્ર સમાન નેત્રવાલા, જગતને મોહ પમાડનાર, શું આ દેહરૂપ શ્રી વલ્લભને જોઇને, બ્રહ્માએ કોઇની નજર, કુદ્રષ્ટિ, ન લાગે માટે તે નિવારવાને શ્યામ બિંદુ ઉદર ઉપર કર્યુ છે કે શું ? તેમ તે શ્યામ બિદુ, શોભે છે ॥૪૪॥ શ્રી સ્વામિનીજી પાર્વતિ વહુજીએ, અર્પણ કરેલા રસથી પુષ્ટ દેહને ખરે ખર આ રાજ મુદ્રા છે, રાજ ચિન્હ કરેલુ છે. તે શ્રી વલ્લભ રાજ મુદ્રા વીના મને ભજનાર નથી, અને તે ચિન્હ મારી આજ્ઞા વિના વલ્લભને ભજનાર નથી શું ? અર્થાત શ્રીરૂપ તે ચિન્હ વલ્લભને, નિરંતર ભજે છે ॥૪૯॥ વામ ભાગમાં રહેલા ચિન્હથી વામાંગીના વર કહેવાય છે, કે જેથી વૃજ ભુમીમાં નિજેચ્છાથી, સ્વકીય રાસ વિગેરેના સુખનું દાન કરવાને યોગ્યતા પ્રાપ્ત થાય, માટે તે નિલ ચિન્હ અંગીકાર કરેલું છે ॥૫૦॥

ઇતિ શ્રી સજ્જન મંડન ગ્રંથે, શ્રી ગોકુલવાસી માહાવદાસ વિરંચિતં, શ્રી અંગવર્ણના ચિન્હનો અધ્યાય દશમો સંપૂર્ણ ॥ જે જે જે

## ॥ અધ્યાય ૧૧ ॥

શ્રી ગોકુલેશો જયાત,

અથ શ્રી સજજન મંડન ગ્રંથે અધ્યાય એકાદશ આરંભ

એક સુંદરી સખી કહેવા લાગી, હે નિષ્પાપ સખી ? હવે આગળની શોભા તને કહુ છું, જે કે બ્રહ્મા, રૂદ્રાદિને અગમ્ય છે, તે મ્હારી બુધ્ધિ અનુસાર કહું છું ॥૧॥ તે શ્રી વલ્લભનુ ઉરસ્થલ, સર્વ જગતની લક્ષ્મીયુક્ત બીરાજે છે, તે કામનરેશનું અત્યંત ઉંચુ આસન હોય કે શું ? તેમ

ભાસે છે ॥૩॥ નીજ ભકતોના મનોને શ્રી વલ્લભે અહીં વક્ષસ્થલમાં ધારણ કરી રાખ્યા છે કે શું! લીલા માત્રથી ભકતના ચિત્તનું હરણ કર્યું છે, તેથી ઉંચુ ઉર સ્થલ બીરાજે છે ॥૪॥ આ શ્રી વલ્લભને સરલ આં જાનુ (આજાનબાહુ) પર્યંત શ્રેષ્ટ બે બાહુ બીરાજે છે, તે નીજ ભકતોને હરણ કરે છે, અને ખલ પુરૂષોને ભય પમાડનારા છે ॥૫॥ એમને તો તે બે ભુજાઓ નથી, પરંતુ મણિધર સર્પો સમાન દેખાય છે, અમૃતને વિષના ભંડાર રૂપ છે, જેમ સર્પમાં વિષ હોય છે, છતા મુખમાં અમૃત પણ હોય છે, તેવી આ બે ભુજાઓ છે, તેનું કારણ સાંભળ ॥૬॥ જેવી રીતે માણસને દર્શન થાય, ને વ્યથા પામે, અને ફરીથી દર્શન માત્રથી, ત્યાં તરતજ તે માણસ જીવે છે ॥૭॥ આ શ્રી ગોકુલેશજીની બન્ને સર્પ સમાન ભુજાઓ સ્પર્શ થતાંજ, તે જણ વ્યથા પામે છે, ને પછી સ્પર્શમાત્રથી જીવે છે ॥૮॥ સર્પના મુખમાં વિષ છે, ને મસ્તકમાં અમૃત છે, અને વિયોગમાં વિષ છે, ફરી સંયોગથી તે જન, સર્વે પ્રકારનું સુખ મેલવે છે ॥૧૦॥ કમલના અંતર વિભાગને તુચ્છકારે, તેવા કર કમલના તલીયાં, આશુત વર્ણના છે. શ્રી વલ્લભના શ્રેષ્ટ સ્નેહથી જેમના કરતલ, વ્રજ ભકતોને મોહ પમાડીને શોભી રહ્યાં છે ॥૧૨॥ તે શ્રી ગોકુલેશનું કરતલ, સુકોમળ, શીતલ, ને સુંદરતાવાલા, શ્રેષ્ટ સ્પર્શના સ્વાદથી, ઇચ્છા અનુસાર આર્તિને હરણ કરનારૂં, એ સુંદર કરતલ બીરાજે છે, શોભી રહેલું છે ॥૧૩॥ શ્રી વલ્લભના જમણા હાથના કરતલમાં, ત્રણ સ્વસ્તિક, કમલ, જવ, ચક્ર, એક લાકડી જેવું ચિન્હ, ને ગાયની ખરી જેવા ચાર ચિન્હો શોભે છે ॥૧૪॥ તે શ્રી વલ્લભ પ્રભુના ડાબા કરતલમાં, પાંચ ચિન્હો, બાણ, ત્રિકોણ ષટકોણ, બે વેલી, ને ચતુષ્ટકોણ, ધારણ કરે છે ॥૧૫॥ જમણા કરતલમાં ત્રણ સ્વસ્તિક શોભે છે, તેથી શ્રી વલ્લભ માહામંગલ રૂપ. ને ભકતજનોને માહામંગલ રૂપના દાતા છે, શ્રીમદ ગોકુલ, શ્રી યમુનાજી, અને વૃંદાવન, આ શ્રી ગોકુલેશ મંગલાત્મક છે, તેવી રીતે ત્રણે કાલમાં, તેવા મંગલદાયક છે, તેથી શ્રી હસ્તતલમાં ત્રણ સ્વસ્તિક શોભે છે ॥૧૭॥ શ્રી કરકમલ તલમાં જવનુ ચિન્હ છે, તે શ્રી વલ્લભ પ્રભુ, ગુઢકિર્તી રૂપ, ગુઢ ભાવથી, ભકતજનોના ઇષ્ટના દાતા અને યોગમાયાના આશ્રયવાલા. ગુઢરૂપે બીરાજે છે, એમ કથન કરે છે ॥૧૮॥

કુચ, મુખ, નેત્ર, હૃદય નાભીકમલ, એ બધા સ્વ ભકતોના કમલોના રસનો આ શ્રી વલ્લભ ભોક્તા છે, સ્વભકતજનોના તાપ હરણ કરવા કરકમલમાં કમલનું ચિન્હ શોભી રહયું છે, ॥૧૯॥ હંમેશા અંગ સહીત ધર્મોના આ શ્રી વલ્લભ, સંરક્ષણ કરનાર થઈ શોભી રહ્યા છે ॥૨૦॥ પોતાની વ્રજભુમીમાં સત્યનું સંસ્થાપન કરવા માટે, અને અસત્યનું દલન કરવા માટે, જમણા શ્રી હસ્તમાં, નિર્મલ ચક્ર, સુંદર રીતે શોભી રહયું છે ॥૨૧॥ સર્વથી શ્રેષ્ટ પુષ્ટિ પુષ્ટિ સ્વરૂપ, શ્રેષ્ઠ ધર્મ ને માટે, ધર્મની લાકડી જેવુ, ચિન્હ શ્રી હસ્તમાં શોભે છે, તે ધર્મને આ શ્રી ગોકુલેશજી ભકતોને અર્પણ કરે છે, દાન કરે છે ॥૨૨॥ માનુનીઓને મોહાદિકબાણો ફેંકે છે, તેથી વામ હસ્ત કમલના તલમાં, પાંચ બાણોનું ચિન્હ બિરાજે છે, વ્રજના ભકતજનોના કુચ કમલના, આ શ્રી ગોકુલેશ ભ્રમર રૂપ, પૂર્ણ પણે શોભે છે, તેથી વામ હસ્તતલમાં ષટકોણનું ચિન્હ, પરમ શોભાયુકત શોભી રહયું છે ॥૨૪॥ ઐશ્વર્યના ગુણોથી યુકત, પોતે શ્રી ગોકુલેશ છે, એ રસના ભોકતા છે, તેથી શ્રી વામ હસ્તના ષટકોણથી, પોતાના પ્રિયજનોને, તે ઐશ્વર્યાદિના દાન કરનારા છે, એમ સુચના કરે છે ॥૨૫॥ ત્રણે કાલમાં કામદેવના રસથી પુર્ણ, આપ શ્રી વલ્લભ શોભે છે, તેથી તે પ્રિય પ્રભુ, વામ હસ્તતલના ત્રિકોણથી, હું કામના ધામરૂપ છું એમ સુચવે છે ॥૨૬॥ પૂર્ણ કામરસમાં, નેત્રરસમાં, પ્રેમરસમાં, અને વાણીનો રસ, વિગેરે રસોમાં, હું પુર્ણ છું, તેમ ભકતોને, વામ હસ્તના ચતુષ્કોણ ચિન્હથી કથન કરે છે, ॥૨૭॥ શ્રી વલ્લભના ડાબા હસ્ત તલમાં, માનુનીયોને સુખ આપનારી કામવેલી, અને મોહ પમાડનારી વેલી, અને કુટીલતા વિગેરેની વેલી શોભી રહેલી છે ॥૨૮॥ વલી તદુપરાંત શ્રી ગોકુલેશજીના બન્ને હસ્ત કમલમાં ને બન્ને ચરણ કમલમાં, નાના પ્રકારની રેખાઓ દેખાય છે, પણ તેનું કારણ જાણી શકાતુ નથી ॥૨૯॥ શ્રી હસ્ત કમલની સુંદર શાખાઓ, અંગુલીઓ રૂપે પૂર્ણ નિર્મલ શોભે છે, અને તે અંગુલીદલ કમલના પત્રો (પાંખડીયો હોય) તેના સમાન શોભે છે, ॥૩૦॥ આ આંગલીઓ નથી, પણ અહીં રંગ મહારાસનિ ઉત્તમ કથામાં. વ્રજસુંદરીઓના કુચ કમલના સારા પાત્રોમાં

થોડા અક્ષરોનું લેખન કરવા માટે, આંતર રકતરૂપ સાહીથી, કામને રસના સુંદર લેખનથી, તે ત્રિલોકીના જીતનાર શ્રી વલ્લભની, પ્રિતિ કરનારી અંગુલીયો, ચિત્ર વિચિત્ર લેખનીયો (કલમો), હોય તેમ શોભાવાલી લાગી ॥૩૧॥ આ અંગુલીયો નથી શું ? પરંતુ શ્રીમદ્ વલ્લભરૂપ કામ નરેશના રસયુકત, પાંચ બાણોરૂપ શોભે છે, તેથી શ્રી વલ્લભના વધુ શ્રી પાર્વતિ વહુજી, રતિથી તીવ્ર મુખવાલા થાય છે, વલી તે અંગુલીયોમાં રત્ન જડીત સુંદર સોનાની વિંટીઓ છે. તે અતિ નિર્મલ વિંટીયો, માનુની ઓના મનને ભેદનારી ધારણ કરી છે, કે જેથી, તે વિંટીઓ પ્રણાલી રૂપ છે, (બાણોની નલીકા રૂપ થઇ). કામદેવ ના બાણોના મુખોને ફેંકે છે ॥૩૨॥ હવે અંગુલીયોના તિક્ષણ નખો, કેમ જાણે કામની કાંતીની પંકતીઓ હોય કે શું ? કિંવા અંગુલીયો રૂપ, કામબાણોના અત્યંત તીવ્ર કામદેવે, ઘસેલા તીક્ષણ બાણોના, સમુહના ભાલોડીયાં છે કે શું ? સુંદરી સખી કહે છે કે, અહી મારી બુધ્ધિવાલા ચિત્તમાં, એક પ્રકારથી નિર્ધાર થઇ શકતો નથી ॥૩૩॥ શ્રી વલ્લભની કંધરા (ડોક), નિર્મલ અને કમલની સારી નાલ સમાન અત્યંત શોભી રહી છે, કે જે ગ્રિવા, ભકતોના તાપને હરે છે, વલી તે ગ્રીવા, ડાબી તરફની નિર્મલ શંખ સમાન સુંદર, બે કપોતથી યુકત હોય તેવી, સર્વથા સૌભાગ્યમદના ગર્વને, સુંદર રીતે દલન કરવાને, વાણીના અગ્ર માર્ગનો આશ્રય કરનારી, શોભી રહી છે ॥૩૪॥ ભકતજનોને પ્રિય એવા શ્રીમદ્ વલ્લભ, સુંદર એવડી માલાને ધારણ કરે છે, વૃંદાતુલસી વલ્લભ પણાને વિચારીને સુંદર રસયુકત થઈ, શ્રેષ્ઠ ભાવનો આશ્રય કરીને રહેલી છે, એમ શ્રી વલ્લભ, માલાના મિષથી ભકતો મને વહાલા છે, એવું નિનજજનોને કથન કરે છે ॥૩૫॥ શ્રી વલ્લભ કંઠમા ગુંજાના હાર ધરે છે તે અનેક યુવતીઓનો સમુહ હોય તેમ ભાસે છે, ત્રિલોકીની શોભાને ધારણ કરતા છે કે શું ? સુંદર સ્નેહના કુંભની ખાણ છે કે શું ? અથવા તે ગુંજાની માલા, શ્રેષ્ઠ સુંદરીઓના નાસીકામાં રહેલા મોતીને જોવાથી નેત્રના કટાક્ષથી શ્યામ મુખવાલી, અને બીજી રીતે નીચે રહેલા અધરની કાંતિથી, લાલ ગુંજા, તે (બાનાથી) મીસથી ધારણ કરે છે. ॥૩૬॥ તે પ્રિય

શ્રી વલ્લભ, જલના નિવાસરૂપ ભુજાના પાસ રૂપે, ઉપવિંતને ધારણ કરે છે, કિંવા પાંચ સારા રંગની સુંદર રચના વાલી શ્રેષ્ટ વૈજયંતિ માલારૂપે, કિંવા પાંચમાં વર્ણરૂપ, વૈષ્ણવજનોને હું અંગીકાર કરૂં છું, એમ ઉપવિતના છલથી, દરેકને અહી બતાવે છે, ા૩૭ા

ઇતિશ્રી સજ્જન મંડને શ્રી ગોકુલવાસી માહાવ વિરચિતં, સુભાગ વર્ણનો નામ એકાદશી, અધ્યાય ૧૧ સંપૂર્ણ.

## ॥ અધ્યાય ૧૨ ॥

### શ્રી ગોકુલેશો જયતિ

અથ શ્રી સજ્જન મંડન ગ્રંથસ્ય દ્વાદસ અધ્યાય પ્રારંભ—

એક સુંદરી સખી કહેવા લાગી, આ શ્રી વલ્લભના મુખારવિંદની શોભા હું શું વર્ણવું ? જે શોભાને ભમરાનો ઇશ નરેંદ્ર તે પૃથિવને પલ્લે, લાજ વીનાની કોઈ દિવસ જાણે ખરો ? તેમ હું પણ તે શોભાને વર્ણવી શકું ખરી ? મુખ કમલથી નીચા ભાગમાં સુંદર ચિંબુક શોભે છે, સુંદર જગતની શોભા યુકત કોમલ કમલના વિસેતંતુની માફક, શુભ શોભા આપે છે ા૨ા આ ચિંબુક નથી, પણ એ એકાંતી ભકતોના આધાર રૂપ, મદનો રસપાન કરવાને માટે, સ્થાપિત કરેલી પ્રનાલી હોય કે શું ? તેવી રીતે સતત એકાંતિક ભકતોને, મધુર રસનું પાન કરાવવામાં પરાયણ છે, ા૩ા કોમલ કાંતીવાલો શીતલ અને કુંમ કુંમ જેવો લાલ અધર, ચિંબુક ના સંયોગથી વિદ્રુમ બિંબની કાંતિ જેવો, સુંદર શોભી રહયો છે ા૪ા સુંદર ઓષ્ટ પદ્મપલ્લવના મિસથી આરકત રૂપ સરસ્વતિ વસે છે, તે આરકત રૂપ કામદેવના રસની મહત્તા છે કે શું ? ાપા અગ્નિના સંઘ સમાન વિજલી, ને તેની કાંતિ સમાન શ્રો અંગથી નિકલતી વાણી, માનો નાદ કરતી શ્વાસના ત્રણ વાયુના આશ્રયવાલી, મુલથી શુભ હોઈ, ઈંદ્ર ગોપ જંતું જેવી સુંદર કાંતિવાલા, મંદ હાસ્યવાલી ઉંચા પ્રકારના રસનું દાન કરનારી વૃષ્ટિથી,

વ્રજ ભકતરૂપ ચાતક શ્રેષ્ટ ને, સંતુષ્ટ કરનારી, અને શ્રેષ્ઠ ભકતોના હૃદય-માંથી દ્રવિભુત થનારી, શ્રી ગોકુલેશજીની નિર્મલ શ્વેત દંત પંક્તિ, શોભી રહી છે. ॥૬॥ ચંપોને મૃગમદ સમાન નાસીકા પૂટ, હમેશા નિર્મલ શોભે છે, તે નાસીકા તેલની ધારાને, પોપટની ચાંચનો સુખપૂર્વક તુચ્છકાર કરે છે, તેથી તેવી સુંદર નાસીકા બિરાજે છે. ॥૭॥ તે નાસા પુટ નથી, પરંતુ કમલના અંતર્દલને, આદરથી હંસે સુંદર ચાંચને તે ગ્રહણ કરવા પ્રેરેલી છે. તેવી શોભા યુકત નાસીકા છે. ॥૮॥ શ્રી વલ્લભના બે ગલસ્થલ શ્રી ફલના અંદરના ગર્ભથી પ્રાપ્ત કરેલી સ્થિતીવાલા, તેદવા સ્વેત રકત શોભે છે, તેવા તે બન્ને ગલસ્થલ, સુંદર વ્રજ સુંદરીઓના રસના પાન પાત્રરૂપ કામદેવને વધારે છે, કમલના તંતુના સમુહ સમાન, સુકોમલ સુંદર શ્રી વલ્લભના ગલસ્થલ જોઇને મારૂં મન કેવુંએ થાય છે કે, તેણે હુ અહી જાણી શકતી નથી, તેવા સેંકડો સૂર્યની કાંતિસમાન, ચલકી રહી છે ॥૯-૧૦॥ હે સખી ? તું ચંચલ અને રસપૂર્ણ શ્રી વલ્લભના બે કપોલને, જો કે શ્રી કર્ણમાં અંગીકાર કરેલા કુંડલોની કાંતિથી, મિશ્રિત થયેલા છે, કે જેની ઉપમાં બીજી આપી શકાય તેવી નથી ॥૧૧॥ તે બન્ને કપોલ નથી, કિંતુ કામનરેશના, તે બન્ને પાશો છે, સ્ત્રીપુરૂષોની પંકિતયોને ગ્રહણ કરવા માટે, તેમની સ્થિતી કરાવેલી છે ॥૧૨॥ હે સખી ? સોનાના જડીત્ર સુંદર રત્ન યુકત કુંડલોથી, પ્રિય લાગે, તેવા બે કર્ણ ધારામાં, શ્રુતિ ને સમૃતિ, બે દ્વારપાલ તરીકે આવી રહેલા છે ॥૧૩॥ સુંદર દયાના સમુદ્રરૂપ શ્રી વલ્લભેજ, બન્ને કર્ણોમાં જાણે ભકતોની આરતિ નાશ કરવા માટે, ચક્રાકાર કુંડલો ધારણ કરેલા છે, ॥૧૪॥ હે સખી ? મે આ જાણ્યું કે એ હાલતા કુંડલો છે, તેથી કામ નરેશ રતિ સતીની સાથે વિલાસ કરતો, હિંદોલામાં જાણે બેઠો હોય, તેમ લાગે છે, ॥૧૫॥ હે નિષ્પાપ સખી ? એકાગ્ર મનથી શ્રી વલ્લભના ચપલ બન્ને નેત્રોને જો, પાંચ બાણ જેની પાસે છે, તેવા કામદેવને પણ મોહ પમાડે, તેવા નાના પ્રકારના ભાવો, એ નેત્રમાં થાય છે. ॥૧૬॥ વધુ શ્રી પાર્વતિ વહુજીની, નાના પ્રકારના ભાવથી પ્રાપ્ત થયેલી પ્રિતિથી, થયેલા સંગીતના લાસ્યથી, નાના પ્રકારના ભાવને પ્રાપ્ત થયેલા, આ

શ્રી વલ્લભ, સાક્ષાત કામદેવરૂપ થએલા છે કે શું ? ॥૧૭॥ કામથી ગુથાએલી જાલમા પડેલું મત્સ્ય યુગલ છે કે શું ? કે કામદેવના બાણરૂપ નેત્રો, ત્રણે જગતમાં જાય છે કે શું ? ॥૧૮॥ હે સખી ? ઝડપથી ચાલનારાં વમલો, જેમાં છે, તે રસનો સમુદ્રના ચંચલ તરંગો છે કે શું ? સુંદરીઓના મુખેન્દુઓ જોઇને, તે રસનો સમુદ્ર ઉદય પામ્યો હોય કે શું ? તેણે હે સખી ! તુ જો, અને તે સમુદ્રના તરંગોને, સુંદર મુખાર્વિંદ ને, તે માનુનીઓ જુઓ ॥૧૯॥ નેત્રાના મિષથી સૂર્યચંદ્રનો ઉદય થયો છે કે શું ? મુખરૂપ ચંદ્રના અમૃતનું પાન કરવા માટે, બે ચકોરે રહેલા છે કે શું ? તેવી નેત્રોની શોભા છે ॥૨૦॥ કામભુપતિ જગતને જીતવા માટે જાય છે કે શું ? તેથી તેની માર્ગની ધ્વજાના બે ચિન્હો હોય તેમ, તે બન્ને ચપલ નેત્રો શોભે છે. ॥૨૧॥ નાસીકા રૂપ યંત્રથી બે ગોલકો નીકળતા હોય છે કે શું ? કેવા સોનાના પાંજરામાં પાંખવાલા બે પંખીઓને, ધારણ કરી રાખ્યા છે કે શું ? ॥૨૨॥ નાસીકા રૂપી શુક સ્ત્રી (મેના), બે પક્ષ (પાંખોને) સજ્જ કરે છે કે શું ? મુખરૂપ સમુદ્રમાં બે ભ્રમર આસકત થઇ રહેલા છે કે શું ? ॥૨૩॥ મુખરૂપ સરોવરમાં બે કમલ પ્રગટ થયા છે કે શું ? કે જે નેત્રના મધ્ય ભાગમાં તારા રૂપ ભ્રમરના યોગથી, પ્રીતિકારક બન્ને નેત્ર શોભે છે, ચપલ થાય છે ॥૨૪॥ ધીમે ધીમે આ નેત્રો નિમેષ કરે છે, તેને તું જો, તેમાં અહી કામદેવને પણ મથવાને સમર્થ, નાના પ્રકારના ભાવોનું ઉત્થાન થાય છે. ॥૨૫॥ કમલના જેવા મુખવાલા તે શ્રી વલ્લભ, ભકતોના ભાવને આકર્ષી આકર્ષીને, રસથી પૂર્ણ નેત્ર કલશોમાં, તે ભાવનો સંચય કરે છે. ॥૨૬॥ આ રસપ્રદ પ્રભુ શ્રી ગોકુલેશ, નેત્રની સમસ્યાથી, ભકતજનોને બોલાવે છે કે શું ? તે વાત બીજો કોઇ જાણતો નથી ॥૨૭॥ મંદ હાસ્ય કરીને નેત્રાથી જ્યારે તે પ્રભુ શ્રી વલ્લભ, પોતાના નીજજનો ને રસદાન માટે અવલોકન કરે છે, તે સમયનું સુખ કેવી રીતે વર્ણન થઇ શકે ॥૨૮॥ સરલતાથી આ લોકના સુખ, મુખાર્વિંદના અવલોકન સુખમાં શું કહેવું ? તેમના નેત્રથી લાલ રેખાઓ, મુખાર્વિંદથી નીજજનોને સુખનું સુચન કરે છે ॥૨૯॥ તે બન્ને નેત્રની પાપણોનો, નાના વાળનો ગુચ્છો શોભે છે, તે બન્ને જાણે કામદેવના

૧. દુર્ગાવતી રાણી ગઢા નગરમાં [illegible] ૧૧ વરસના [illegible]
૨- બેજ બાઈ વડનગરમાં ગુજરાતમાં સંતદાસની પુત્રી [illegible]
૩. બેનજી રાજ [illegible] ૩૫ વરસના હતા

બાણોથી ભરેલા, અક્ષયભાથા હોય કે શું ? તેમ સુચવે છે, નેત્ર કમલની શોભા મ્હારાથી કેમ વર્ણન થઇ શકે ? ત્યાંજ મારૂં મન મગ્ન થઇ જાય છે, તેથી મારી બુધ્ધી કામ કરી શકતી નથી ॥૩૧॥ તે તેમની કુટીલ, ચપલ, ને નિર્મલ, ભ્રકુટી જોઇને, મારાથી તે ભ્રકુટીનું કારણ, ટુંકી બુધ્ધીથી જાણી શકાતું નથી ॥૩૨॥ બાકી એવી આ ભ્રકુટી નથી, પરંતુ પાર્વતી વહુજીની ભોગની લક્ષ્મી છે, એ ભ્રગુટીને જોઇને પરવશ થાય છે, તો પછી મને તે અંગસ્પર્શથી શું થાય ? ॥૩૩॥ હે સખી ! એ ભ્રકુટી નથી, કામદેવ છે, તેમાં બાણોનું આસન છે, ધનુષ્ય છે, તેને સજ્જ કરીને દ્રષ્ટિથી અબલા ગણ ઉપર બાણોને ફેંકે છે. ॥૩૪॥ હુ નથી જાણતી કે, આ શ્રી વલ્લભ ભ્રગુટી રૂપ ધનુષ્યમાં, કયારે બાણો ચઢાવે છે, અને કયારે ફેંકે છે, અને કયારે સુંદરીઓના હૃદય ને ભેદે છે. ॥૩૫॥ એમના તે ભ્રગુટીના બાણથી હરાઇ ગયેલા ચિત્તવાલી, એવી ત્યારે હું શું કહી શકું ? તેમના અત્યંત મૃદુલ ઇક્ષણ બંધથી, હુ હરાયેલી બુધ્ધીવાલી છું ॥૩૬॥

ઇતિશ્રી સજ્જન મંડન ગ્રંથે, શ્રી ગોકુલવાસી માહાવદાસ વિરચિતે, દ્વાદશે ૧૨ મો અધ્યાય સંપૂર્ણ ॥૧૨॥ શ્રી શ્રી શ્રી શ્રી.

૧ દામોદરદાસની —
૨ માન બાઈ - ગુજરાત પધાર્યા ત્યારે
૩ ગોકુલ બાઈ ભરૂચમાં પ્રગટ્યા દાદા [illegible] પુત્ર ૩૫ [illegible]

## ॥ અધ્યાય ૧૩ ॥

શ્રી ગોકુલેશો જયતિ

### શ્રી સજ્જન મંડન ગ્રંથે અધ્યાય તેરમો...

સુંદરી સખી કહેવા લાગી, કરોડો સૂર્યની કાંતિવાલું, અને દંડાકાર સુંદર કેસરના તીલકથી, આ શ્રી ગોકુલેશજીનું ભાલ શોભી રહયું છે ॥૧॥ પરંપરા તિલકની બે રેખાથી, જે ઉપદેશ છે, તેવા તિલકની મીસથી સેવકોને સુચવે છે, કે હું બે પ્રકારરૂપે છું, તેથી શ્રી ગોકુલેશ બે રેખાવાળુ તિલક ધારણ કરે છે ॥૨॥ કામના ધામ રૂપ, ઊર્ધ્વપુંડ્ર અને મોર પિચ્છના કારણ સંયુકત વૃજ ભકતોના અંગની શોભારૂપ તિલક છે, તેને સુંદર નેત્રથી હે સખી ?

૧- કૃષ્ણદાસજી -નાગર બનતે
૨ કુંવરબાઈ ગુજરાતમાં રાજનગરમાં
૩ મોહનભાઈ- ભરુચમાં મિશન લાગેલ્તાં (કૃપાશક્તિમાતે)



તું જો ાા૩ાા સુંદર ઉર્ધ્વપુંડ્ર તિલકની બે રેખાઓની મધ્યે, સ્વભાવીક શુભ શ્યામ છિદ્ર શોભે છે, તે જાણે બલ સહીત કામનરેશ આસકત થએલો હોયને શું, તેવું શોભે છે ાા૪ાા તે રસરૂપ અને રસદાતા શ્રી ગોકુલેશ, ગુણરૂપ રસના આનંદની આ મર્યાદા છે, એમ રેખાથી ભકતોને સુચવે છે, કથન કરે છે ાા૫ાા તે તિલકની શ્યામ રેખા કામદેવની મોહવેલી છે કે શું ? કે કામમાર્ગની પધ્ધતિ છે કે શું ? મેઘની આભા સમાન આ રેખા, મારા મનને મોહ પમાડતી શોભે છે, ાા૬ાા આ તિલકની શ્યામ રેખારૂપ, બાણ ભ્રગુટીરૂપી ધનુષ્યથી, ઇંદ્રિ વધુને જીતવા માટે, તેના મસ્તક ઉપર કામદેવ રૂપ થઇને નાખે કે શું ? તેમ દેખાય છે ાા૭ાા શ્રી વલ્લભ પોતાના ઉત્ત-માંગમાં, મસ્તકરૂપ કલિંદ પર્વતના શીખરથી, નીચે ઉતરતા શ્રી જમનાજી રૂપ, આ શ્યામ દેહવાલી શ્યામ રેખાને, તો ધારણ નથી કરતા શું ? ાા૮ાા હે ગોરી સખી ? શ્યામ કાંતિવાલા શ્રી વલ્લભના, મસ્તકના કેશ સોભે છે, તે કેશ સ્વર્ગની ઉત્તમ શોભાનો તુચ્છકાર કરી કરીને, સરસ મેઘો ન હોય, તેમ શોભા આપી રહ્યાં છે. ાા૧૦ાા આ કેશ નથી, પણ સર્પોના કુમારો છે, કે જેમને અમૃત પ્રિય હોય છે, તે નાગ કુમારો, જાણે મુખાર્વિંદના અમૃતનું, પાન કરવા આવેલા ન હોય કે શું ? તેહવા શોભી રહ્યાં છે ાા૧૧ાા મેરૂ પર્વત સહીત આ મેઘની ઘટા રહેલી છે કે શું ? કે કલિંદ પર્વતના શીખર દ્વારા, યમુનાજીની ધારાઓ પડી રહી છે કે શું ? તેવી તે કેશની હાર શોભે છે ાા૧૨ાા મુખરૂપ સુવર્ણ કલશ, જે અમૃતથી પૂર્ણ છે, તે કમલની પાંખડીઓથી, વિજયની ઇચ્છિાવાલી સુંદરીઓથી, સેવાઇ રહયો છે કે શું ? તેહવી શોભા શ્રીમુખની શોભે છે ાા૧૩ાા સુંદરીની સુરત સમયના યુધ્ધમાં, કેશના મીષરૂપ ચામરથી, તે શ્રી વલ્લભને વિજયવાલા માનીને કામદેવ વીજણો નાખે છે કે તે શું માનીને તે જાણી શકાતુ નથી ાા૧૪ાા તે શ્રી વલ્લભના ધોતીને ઉપરણો, સારા કાંતિવાલા શ્વેત શોભી રહ્યા છે, જેમ કોઇ શ્રેષ્ટ બાલકના મત્સ્ય ચિન્હથી સંયુકત, શ્વેત આંખના ગોલક હોય, તેવા છે, કે જે મ્હારા મનને ગમી ગયેલા છે. ાા૧૫ાા ધોતી ઉપરણાના મીષથી, આ શ્રી વલ્લભે, બે એ પક્ષમાં, ચારે બાજુના યશને અંગીકાર કરેલો છે ાા૧૬ાા તે ધોતી ઉપરણો કામદેવના ચિન્હથી નથી શું ? એક

કામદેવનું વાહન છે, અને બીજું ઉપરણો તેના ધ્વજના શિખર રૂપ છે, સેવક સહીત આ કામદેવને જીતેલો છે, આ બન્ને વસ્ત્રોના તે તે કાર્યથી, તે બન્ને વસ્ત્રમાં, દાસની સ્થિતી રહેલી છે, દાસ ભાવ છે, શ્રી ગોકુલેશની ગતીથી, મદોન્મત હાથીના સુંદર કુંભસ્થલની ચતુરતાને, પૂર્ણપણે દુષીત કરી છે, તે શ્રી વલ્લભની ગતી જોઇને, કામદેવ પણ મોહ પામે છે, હે પ્રિય સખી? જેવી રીતે શ્રી અંગની શોભા મોહ ઉપજાવનારી છે, અને અનેક ભાવોના સમુદ્રના તરંગોને વધારનારી છે, તેવી રીતે મ્હારી દ્રષ્ટિ ગ્રહણ કરતી નથી અને મારી જીભ તે જોઇને, કામદેવની પીડાને કહે છે ॥૧૯॥ હે સખી મર્મ ભેદનાર શ્રી વલ્લભના શ્રી અંગથી તીવ્ર બાણોના સમુદાય, મર્મ ભેદી નાખે તેવા છે, તે વેગથી તપે છે, અને નીકળે છે, કે જે મારૂં વૃક્ષ સ્થલ (છાતી) અને મારા ગાત્રને ભેદે છે, તેને હુ શું કહું ॥૨૦॥ કામરસથી ઉન્મત્ત, ને આતુર વનીતાઓ,, શ્રી વલ્લભના નેત્રથી ઉત્પન્ન થયેલા બાણોને, કેવી રીતે સહન કરે છે? હે પ્રિય! કામના ભાવથી મારૂં અખીલમન વિહવલપણાને પ્રાપ્ત થાય છે. ॥૨૧॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, આ પ્રમાણે તે સખીનું વચન સાંભલીને, બીજી તેમની અતિ પ્રિય દાસી, શ્રી વલ્લભના શ્રી અંગને જોઇને મોહ પામી, અને આનંદ થયો ॥૨૨॥ તે બીજી સખી જાતી ગુર્જરી હતી તે શ્રી વિઠ્ઠલનાથજીના ચર્ણાર્વિંદમાં આસકત હતી, તે તેમને નમીને સ્તુતિ કરીને ત્યાં ઉમંગેલા પ્રેમના અતિશય વાલી થઇને ઉભી રહી ॥૨૩॥ હવે એમને અત્યંત પ્રિય લક્ષ્મી સમાન, જાતીથી ગુર્જરી, દામોદર દાસી, શ્રી વલ્લભની નિત્ય પ્રતિ સેવા કરે છે. ॥૨૪॥ તે દામોદર-દાસી જન વલ્લભ, એવા શ્રી વલ્લભને, પ્રાણથી પ્યારા જાણે છે, અને તે શ્રી વલ્લભે, તેના સર્વે પ્રકારે સર્વે મનોરથો પૂર્ણ કર્યા ॥૨૫॥ આ શ્રી વલ્લભે જે જે સુંદરીઓનું ચિંત્વન કર્યું, તેમને તેમને આદરથી વિવિધ ઉપાયો રચીને, તેમને લાવીને, તે દાસે અર્પણ કરી ॥૨૬॥ મથુરાપુરીમાં જે શ્રેષ્ટ સ્ત્રીઓ, શ્રી વલ્લભ વરને નીરખીને મોહ પામી, અને કરોડો કામદેવ જેવા તેમના શ્રી અંગને જોઇને, પોતાના દેહની શુધ્ધિ ભુલી ગઇ, દેહનું સંધાન રહીત થયાં ॥૨૭॥ શ્રી વિઠ્ઠલનાથ શ્રી ગુસાંઇજી, એ અંગે સર્વ અંશથી ભરપૂર, સર્વના આધાર શ્રી પુરૂષોત્તમ, જગતના પ્રિય શ્રી

ગોપાલદાસ ભાઈ માં 3 પ્રકાર
1. સારંગદેવ. -
2 શૃંગારદે - રાજનગર—(અમદાવાદ)
3 ગોપાલદાસ ...માં

વલ્લભે, આવી રીતે અનેક ક્રીડાઓ કરી છે ॥૨૮॥ હવે વિશ્વને મોહ પમાડનાર, એવા શ્રી વલ્લભ, એકવીસ વર્ષના થયા અને સદા આનંદ જેને પ્રિય છે, એવા સતી શ્રી પાર્વતિ વહુજી બાર વર્ષના થયા ॥૨૯॥ શ્રી વિઠ્ઠલનાથ શ્રી ગુસાંઇજી, મથુરાનગરીમાં, સાત વર્ષ સુધી, નીજ ભકતોના અનેક મનોરથ પૂર્ણ કરતા, પોતે બીરાજ્યા ॥૩૦॥ સંવત ૧૬૨૮ સોલસે અઠ્ઠાવીસ ના વર્ષમાં શુભ સમયે, જેમાં રસ ઉદ્દભવ થયો છે. તેવું શ્રીમદ ગોકુલ, શ્રી ગુસાંઇજી એ વસાવ્યું ॥૩૧॥ એ શ્રી યમુનાજીના કિનારે પ્રિય શ્રી કૃષ્ણચંદ્રનું રમણ સ્થાન, એવું શ્રીમદ ગોકુલને જોઈ, તે શ્રી વલ્લભ પ્રભુ, આનંદ પ્રાપ્ત કરવા લાગ્યા ॥૩૨॥

ઇતિ શ્રી સજનજ મંડલ ગ્રંથે, શ્રી ગોકુલવાસી માહાવદાસ વિરચિતં શ્રી અંગવર્ણનને તેરમો અધ્યાય ॥૧૩॥ સંપૂર્ણ.

## ॥ અધ્યાય ૧૪ ॥

### શ્રી ગોકુલેશો જયતિ

શ્રી સજ્જન મંડન ગ્રંથે ચૌદમો અધ્યાય આરંભ શ્રી શ્રી શ્રી.

વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, હવે શ્રી કૃષ્ણરૂપ શ્રી વિઠ્ઠલનાથજી એ ફાગણ માસની સપ્તમીએ, પોતાના કૌટુંબીક જન સહીત, પ્રેમથી શ્રી ગોકુલમાં પ્રવેશ કર્યો ॥૧॥ જ્યાંહાં શ્રી યમુનાજીનો વાસ છે, ત્યાંહાં સુખ સાગર એવા શ્રીમદ ગોકુલમાં, કુટુંબ પરિવાર સહીત તેમને વાસ કર્યો ॥૨॥ શ્રી ગુસાંઇજીને સાધ્વી સુખ આપનારાં, સુંદર શ્રીઅંગવાલા, લક્ષ્મીરૂપ પદ્માવતી નામના બીજા પત્નિ હતાં ॥૩॥ શ્રી ગુસાંઇજીને બધા થઇને પંદર બાળકો થયા, તેમના નામોને સાંભલો ॥૪॥ શ્રી વિઠ્ઠલનાથજીથી શ્રી રૂક્ષ્મણીજીને પાંચ કન્યાઓ, અને નવ પુત્રો પ્રગટ થયા, અને પદ્માવતીજીને એક પુત્ર પ્રગટ થયો ॥૫॥ પહેલી શોભાજી કન્યા શ્રી રૂક્ષ્મણીજીથી થયાં, અને બીજો સુંદર આકૃતીવાલો ગોવિંદ નામનો બાલક થયો, ત્રીજા બાલક ગિરધરજી,

પછી ચોથા ગોવિંદરાયજી, અને પાંચમાં સુર્યપુત્રી યમુના, તે પછી છઠ્ઠા બાલક બાલકૃષ્ણ, સત્ય પુરૂષોને સર્વે અર્થના દાતા, શ્રી વલ્લભવર, શ્રી ગોકુલેશ, સાતમા પુત્ર થયા, અને સુંદર ગુણવાલી દેવકા નામની આઠમી કન્યા થઇ ાા૯ાા નવમાં રઘુનાથ પુત્ર થયા, ને દશમી કમલા નામની કન્યા થઇ, અને અગીઆરમાં મહારાજા નામના બાલક થયા, (યદુનાથજી) બે પુત્ર પ્રગટ થયા, તેમના નામકરણ અત્યંત કારણથી કર્યા નથી, અને છેલ્લી અતુત નામની કન્યા થઈ, એમ શ્રી રૂક્મણીજીને ચૌદ બાલકો થયા ાા૯ાા બધા બંધુઓમાં નાનાભાઈ, તે શ્રી વલ્લભને પ્રિય એવા ઘનશ્યામ નામના પુત્ર, પદ્માવતિજીને શ્રી વિઠ્ઠલનાથજીથી થયા ાા૧૦ાા શ્રી વિઠ્ઠલનાથજીના પુત્રોમાં સાત પુત્રો મહા બલવાન થયા, પ્રતાપ વાલાને જુદા જુદા ભેદવાલા થયા, તેમના નામ સાંભળો ાા૧૧ાા સૂર્ય સમાન તેજવાલા ગિરધરજી, સુંદર ગોવિંદરાયજી, અને સકલની નીગમને જાણનારા ત્રીજા બાલકૃષ્ણજી થયા, અને અખીલ ભકતના આત્મારૂપ વ્રજેશ્વર, અબલાના ઇશ, સુરતના રણસંગ્રામના જ્ઞાતા, શ્રી વિઠ્ઠલનાથજીના ચોથા પુત્ર, શ્રી ગોકુલેશજી પ્રગટ થયા, પછી પાંચમાં, સર્વે વેત્તા રઘુનાથ, અને પછી મહારાજ શ્રી યદુનાથ જે ક્ષમાના ઇશ છે, તેવા છઠ્ઠા પુત્ર થયા, અને સૌથી નાના સારા સંતોષવાલા અને મધુર વચનથી ભાષણ કરી વિચારનાર, પદ્માવતીજીથી ઘનશ્યામજી નામના પુત્ર થયા ાા૧૩ાા શ્રી વિઠ્ઠલનાથજીના સાતે પુત્રોમાં, આ શ્રી ગોકુલનાથજી, કૃપાસહીત પોતે મધ્યભાગમાં પ્રગટ થયેલા છે. ાા૧૪ાા અગ્નિ સ્વરૂપ શ્રી વલ્લભાચાર્યજીના શ્રી વિઠ્ઠલનાથજીનો ભાર, જેમને બધોએ માથે લીધો છે, ધારણ કર્યો છે, એવા શ્રી વલ્લભ શ્રી ગોકુલનાથજી, વ્રજમાં શોભવા લાગ્યા ાા૧૫ાા ક્ષમાના ભંડાર, બુધ્ધિના ભંડાર, દયાના ભંડાર, યશના નિધિરૂપ, શ્રી વલ્લભ શ્રી ભકતજનોના સુખને પૂર્ણ કરતા, અત્યંત શોભવા લાગ્યા ાા૧૬ાા સદા આનંદરૂપ વ્રજનાગર શ્રી વલ્લભ, શ્રી ગોવર્ધનનાથજીના આદરથી દર્શન કરવા પધારે છે. ાા૧૭ાા શ્રી ગોવર્ધન-નાથજી સાથે અનેક પ્રકારની વારતાલાપ કરે છે, (કરતા) ને તેમને સુખદાન કરતા, અને પોતાના નીજભકતોને પણ તે પ્રભુ સુખદાન કરતા હતા ાા૧૮ાા એવી રીતે વ્રજનાથ શ્રી ગોકુલેશ, શ્રી ગોકુલમાં યમુના કિનારે, વૃંદાવનમાં,

અને અહર્નિશ નિત્ય નિરંતર રમણીય ગિરીરાજની પાસે રમણ કરે છે ॥૧૯॥ અચ્યુત એવા શ્રી વલ્લભના છ ભ્રાતાઓ કયા કયા છે,? હે સ્તુત્ય સખે સાંભળવાની ઇચ્છા રાખનાર એવા હું છું તેથી મને કહો એમ વૈષ્ણવોએ પુછ્યું ॥૨૦॥ ત્યારે વૈષ્ણવોત્તમે કહ્યું કે, ભગવાનમાં ઐશ્વર્ય, વિર્ય, યશ, શ્રી જ્ઞાન, અને વૈરાગ્ય એ છ ગુણો ધર્મે પૂર્ણપણે વશ છે ॥૨૧॥ ગીરધરજીમાં ઐશ્વર્યનો ગુણ છે, ગોવિંદજીમાં વિર્યનો ગુણ છે, બાલ કૃષ્ણજીમાં યશગુણ છે, આમ શ્રી ગુસાંઇજીના આ ત્રણ બાલકોમાં, આ ત્રણ ભગવદ્ગુણો જમની બાજુ છે ॥૨૨॥ રઘુનાથજીમાં શ્રી ગુણ, યદુનાથજીમાં જ્ઞાન ગુણ, અને ઘનશ્યામજીમાં વૈરાગ ગુણ, એ ત્રણ ભગવદ્ ગુણો, ડાબી પાસાના છે ॥૨૩॥ ઐશ્વર્યાદિ છ ગુણોથી યુકત શ્રી પુરૂષોત્તમ, પોતે વ્રજ ભકતોના અર્થની સિધ્ધિ માટે, સ્વયં પ્રગટ થયા, કામદેવના સારા યશનાં વિશારદ, જેમનું પુણ્યકામ શ્રી અંગે છે, તેવા શ્રી પાર્વતી વહુજી, આ શ્રી વલ્લભવર સાથે શોભવા લાગ્યા ॥૨૫॥ હવે શ્રી વલ્લભ પચ્ચીસ વર્ષના છે, તેઓ સોલ વર્ષનાં પાર્વતી વહુજી સાથે, એકાંતમાં અનેક પ્રકારની ક્રિડા કરે છે ॥૨૬॥ હે અંગ તે બન્ને દંપતી કામશાસ્ત્રમાં જાણકાર છે, તે બન્ને રસીક દંપતી પરસ્પર કામકેલીના રણ સંગ્રામનો આરંભ કરવા લાગ્યા ॥૨૭॥ સુંદર કટાક્ષોથી જલદી જનાર, આક્ષેપોથી સુંદર, ચાટુવચનોથી, અને મોહપાસોથી, તે બન્ને દંપતીને ત્યાં કામયુધ્ધ પૂર્ણપણે થયું ॥૨૮॥ તે પાર્વતી વહુજી લાખરૂપ ઔષધથી પુરીને, ઘડાયેલા સુવર્ણના ઘરેણાને, જેમાં માણેક જડેલા છે તેવા ઘરેણાં પહેરેલા છે, તેથી કામયુધ્ધ સમયે મંદહાસ્ય યુકત, શ્રેષ્ટ મિત્ર શ્રી ગોકુલેશજીના કામના પૂર્ણ કરતાં થયાં, તેવા શ્રી પાર્વતી વહુજી, નાસીકાના મોતીની નાલથી, શ્રેષ્ટ સુભટ શ્રી વલ્લભના ઉરેજ ઉપર, વાણીની ધ્વનિપૂર્વક ગોલ સારૂં ચંચલ મુકતાફલ ફેંકયું ॥૨૯॥ તેનાથી પીડાયેલા શ્રી વલ્લભ મુર્છાને વશ થયા, અને તેમાં પણ અંગના જનથી, કામાગ્નિ શ્રી અંગે ઉઠવા લાગ્યો ॥૩૦॥ પછી શ્રી ગોકુલનાથજીની મુર્છાવલી, અને સુભટ પાર્વતીજીના અંગમાં, બહુ સુભટોને જોઇને અને છતાં રણસંગ્રામ પ્રિય છે જેમને, એવા પાર્વતીને જોઇને, જેમનો મિત્ર

કામદેવ છે, એવા એક શ્રી વલ્લભ આકુલ વ્યાકુલ થયાં ॥૩૨॥ મસ્તકના સીમંતરૂપ ભાલાથી, અત્યંત દારણ સારા નાદથી, ભાલના ચંદ્રસ્વરૂપ ચક્રથી આ પાર્વતી વહુજી સ્વામીનીના કામયુધ્ધમાં યુધ્ધ કર્યું ॥૩૩॥ સિંદુરકલીના અગન્યાસ્ત્રો, કે જે ભાલ (કપાલ) ના ભાગમાં આવેલા છે, તેમનાથી કાજલ-રૂપ ભાલાઓથી, નેત્રનાં જલાદિ જનારા ઇક્ષણરૂપ બાણોથી, અને ભ્રગુટી રૂપદાનુષોથી, શ્રી પાર્વતી વહુજીએ (શ્રી વહુજીએ) શ્રી વલ્લભવર સાથે યુધ્ધ કર્યું ॥૩૪॥ કર્ણના કુંડલો ઘરેણાંના પાસાથી, નાસીકાની નાલના ગોલકોથી, અધરના સ્મિતરૂપ મોહનાસ્ત્રોથી, અત્યંત દારણ યુધ્ધ કર્યું ॥૩૫॥ ગલસ્થરૂપ તાપદાયક બાણોથી, ઉંચા ખભાના મુંદરોથી, નાગપાસોથી કરના ચક્રોથી, કંઠના હારરૂપ સર્પાસ્ત્રોથી, યુધ્ધ કર્યું ॥૩૬॥ ઉરોજ સ્થલના મોહરૂપ ગોલાથી, ઉદરની રોમાવલીરૂપ બાણોથી, નૈનાભિનાલના બાણોથી એક યુધ્ધ કર્યું ॥૩૭॥ સિંહના સમાન કટીના ગમનથી, અથવા મદોન્મત હાથીની ચાલથી, ને સારી ચિત્ર વિચિત્ર રજ્જુ સમાન પાદથી, યુધ્ધ કર્યું ॥૩૮॥ તે શ્રી પાર્વતી વહુજી શ્રી સ્વામીનીના અંગો અંગમા, બીજા બહુ શુરવીર કામના નાયકો, યુધ્ધ કરનારા છે, તે બધા મ્હારાથી શી રીતે વર્ણવી શકાય ? ॥૩૯॥ તે બન્ને દંપતીના મંજીર, કિંકણી, અને સુંદર કંકણ, વિગેરે અલંકારરૂપ વાદ્યોના, અનેક પ્રકારે પ્રિતકર, ત્યાં રંગયુધ્ધમાં ઘોષ (નાદ) થયો ॥૪૦॥ શ્રેષ્ટ વસ્ત્રરૂપ ધજાઓથી, અને વધુ શ્રી પાર્વતી વહુજીના વસ્ત્રરૂપ પતાકાઓથી, શ્રી યમુના કિનારે જ્યાં વાસ છે તે શ્રી ગોકુલમાં, પ્રિય રંગસંગ્રામ શોભવા લાગ્યો ॥૪૧॥ પછી શ્રી ગોકુલનાથે વિચાર્યું કે, હુ આ પ્રિય યુધ્ધમાં એકલો છું, અને યોધ્ધાઓ બહુ છે, તેથી તે પાર્વતી સ્વામીનીને, પ્રિય શ્રી વલ્લભ કહેવા લાગ્યા ॥૪૨॥

ઇતિ શ્રી સજ્જન મંડને, ચતુર્દશો ॥૧૪॥ અધ્યાય સંપૂર્ણ,
શ્રી ગોકુલવાસી વિરચિતે, અધ્યાય ૧૪ સંપુર્ણ, શ્રી શ્રી શ્રી.

---

## ॥ અધ્યાય ૧૫॥

### શ્રી ગોકુલેશો જયતિ

### અથ શ્રી સજજન મંડન ગ્રંથે પંદરમો અધ્યાય આરંભ

શ્રી વલ્લભ કહેવા લાગ્યા, હે વલ્લભે ! આ ધર્મ યુધ્ધ નથી એમ પંડીતોએ ભાખેલું છે, હું એકલો છું, અને તારા શુરવીર યોધ્ધાઓ અનેક છે ॥૧॥ હે પ્રાણવલ્લભે ! હવે તું મારા એકલા સાથે એકલીજ ધર્મ યુધ્ધ કરી લે અને ત્હારા બધા યોધ્ધાઓ તે યુધ્ધ જુઓ ॥૨॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા તે બન્ને દંપતી, બંડી, કંચુડી, પાઘ, વિગેરેનો ત્યાગ કરીને, થોડા આભુષણોથી આભુષીત થઇને, કટીબંધ મુકત કરીને, યુધ્ધ કરવા માટે તૈયાર થયા ॥૩॥ તે કામ શાસ્ત્રમાં પ્રાવણ દંપતીનું, શસ્ત્ર સમાન બાહુઓથી, પરસ્પર તે સમય યુધ્ધ થવા લાગ્યું ॥૪॥ મુખ મુખથી, હસ્તથી હસ્તમાં, હ્રદયથી હ્રદયમાં, નાભીથી નાભી, જઘનથી જઘનમાં, કેલી રમણ વિલાસ કરવા લાગ્યા ॥૫॥ દંતના ક્ષતરૂપ પ્રકારોથી, હ્રષ્ટ પુષ્ટ ઉરોજને મર્દન કરનારા ભુજાના બંધોથી, પરીરંભણ (આલિંગન) કરી, તે દંપતી મહાનયુધ્ધ કરવા લાગ્યા ॥૬॥ તે બન્ને દંપતી તે સમય દિવસ કે રાત્રી નથી જાણતા, અને દેહના ક્ષતને નથી જાણતા, એવા મહાન કામ રસના સમુદ્રમાં મગ્ન થયા ॥૭॥ શ્રમજલના કણવાલા, બન્નેને હાલતા કેશ પાસો થયા, અને તે કામ યુધ્ધમાં મુખકમલ, શ્વસોચ્છવાસ, સંયુકત કરતા, તે બન્ને દંપતિ શોભવા લાગ્યા ॥૮॥ દુધના ફીણ જેવો સુખ આપે તેવો, જેનો સ્પર્શ છે, એવા ગીરદા, શીરાણાં જેમાં છે, એવી વિસ્તારવાલી બન્નેની સુખ શય્યાજી છે, તે શય્યામાં બન્ને દંપતિ સુખના ભંડાર રૂપ થઇ અત્યંત આંદોલન કરવા લાગ્યા ॥૯॥ કામદેવના સુખરૂપ મહાયુધ્ધને તે બન્ને દંપતિ સુખના ભંડાર રૂપ થઈ ઉત્તીર્ણ થઇને, સ્મરથી મર્દન થએલી તે સુખ શય્યામાં, બન્ને સ્થિત થયા ॥૧૦॥ તે સમયે તે પાર્વતી વહુજી, રણ સંગ્રામ કરીને જેણે વિજય પ્રાપ્ત કર્યો છે, એવા શ્રી વલ્લભને, જઘન સ્થલ અર્થે સુંદર ધોતી વસ્ત્ર અંગીકાર કરાવ્યું, અને ઉરોજ ઉપર કંચુડી વસ્ત્રને મોતીનો હાર ધરાવ્યો ॥૧૧॥

તે પાર્વતીજીએ બે શ્રી હસ્તમાં, મધુર નાદવાલા બે કંકણને, ને કડાં પહેરાવ્યાં, ચરણમાં (મંજીર) નેપૂર, નેકટી કિંકણી ધરાવી ॥૧૩॥ શ્રી પાર્વતી વહુજીએ નાસીકામાં મોતી, ને અંગુલીઓમાં સુંદર વિંટીઓ ધરાવી, આવી રીતે સર્વે નટ સમાન સત્કારો કર્યા ॥૧૪॥ કામયુદ્ધમાં રહેલાને પછી, માન ભેદવાલા શ્રી મસ્તકના અખીલ કેશોને, એકત્ર કરીને, દાસોથી સુશિક્ષિત થઇને, પાર્વતી વહુજીએ બાંધ્યા, કેશ પાસનો અંબોડો વાલ્યો ॥૧૫॥ હવે વસ્ત્રોલંકાર અંગીકાર કરીને, પ્રફુલ્લીત મુખ કમલવાલા શ્રી પાર્વતી વહુજી સહીત, સુખ શય્યામાં બીરાજ્યા ॥૧૬॥ આમ તે બન્ને દંપતી એક ચિત્ત થઇને, ત્રણે જગતને અધીક સુખનું ધામ, અને અનંત માનવાલું મુખ કમલ, પરસ્પર જોઇને તૃપ્તપણાને પ્રાપ્ત થયા ॥૧૭॥ લક્ષ્મીરૂપ પાર્વતી વહુજીએ, સાથે નાના પ્રકારની રસાલ પ્રિતિથી, હંમેશા તે શ્રી પુરૂષોત્તમ શ્રી વલ્લભ, એ પ્રમાણે રમણ કરવા લાગ્યા ॥૧૮॥ આ શ્રી ગોકુલેશ પ્રભુ નીજ ભકતોની, ધર્મની, ને ગાયોની, રક્ષા કરતા, વૃંદાવન અને શ્રી ગોકુલમાં, ક્રિડા કરવા લાગ્યાં ॥૧૯॥ શ્રી ગોકુલેશ પ્રભુને કેવલ ધર્મના મુલરૂપ ગાયો, હંમેશા પ્રિય છે, તેથી હંમેશા તેમનું રક્ષણ કરે છે ॥૨૦॥ શ્રી વલ્લભને ગાયોના વલ્લભપણાથી, તે ગાયોથી થતુ માખણ, દુધ, દહી, તે નિરંતર પ્રિય છે ॥૨૧॥ જે મનુષ્ય પ્રસન્ન મનવાલો થઇને, ગાયોની સેવા કરે છે, તેના ઉપર ખરેખર નિરંતર શ્રી વલ્લભ પ્રભુ પ્રસન્ન થાય છે ॥૨૨॥ વૈષ્ણવો પૂછવા લાગ્યા, તે ગાયોના બડભાગ્ય છે, કે જેમના ઉપર સ્વયં હરી વ્રજેશ્વર, સદાનંદ વ્રજના ભુષણરૂપ શ્રી વલ્લભ આસકત છે, પ્રેમ રાખે છે ॥૨૩॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, વૃજમાં ધર્મના મુલ પણાથી દોષથી વર્જિત, એ અમૃત સ્ત્રાવ કરનારી ગાયો છે, કે જે હંમેશા શ્રી વલ્લભને વાહાલી છે, વૈષ્ણવ પૂછે છે, તે હરિશ્રી વલ્લભને, માખણ અને દહીં હંમેશા વહાલુ છે, તેનુ કારણ હે પ્રિય ! કૃપા કરીને કહો ॥૨૫॥

ઇતિ શ્રી સજ્જન મંડને અધ્યાય ૧૫ મો સમાપ્ત ॥

## ॥ અધ્યાય ૧૬ ॥

### શ્રી ગોકુલેશો જયતિ

### અથ સજ્જન ગંડન ગ્રંથ ષોડસ (સોલમો અધ્યાય આરંભ)

વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, પૂર્વે તે ગાયો સ્વયં શ્રી કૃષ્ણના ચર્ણાર્વિંદમાં આસક્ત હતી, અને વ્રજકુમારને વ્હાલી હતી, તે સર્વે તને હું કહું છું? વૃજમાં જે ગાયો છે તે બધી પુષ્ટ પુષ્ટ સ્વરૂપે છે, કે જે ગાયો વ્રજેશ્વર પુરૂષોત્તમને અનન્ય ભાવે ભજે છે ॥૨॥ એક સમય શ્રી રાધીકાજી, કુંજમાં શ્રી ઠાકોરજી સાથે કામરમણની ઇચ્છાથી, એકાંતમાં શ્રી કૃષ્ણના સંકેત કરેલા સ્થલમાં, આભુષણથી શોભાયમાન થઇને પધાર્યા ॥૩॥ ત્યાંહાં પરમ આનંદથી ભરપુર પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ આવ્યા, તેમને મધ્યા સખી, જે કુંજમાં ઉત્તમ રસ રહેલો છે, એવા શ્રી રાધીકાજીની કુંજમાં, લઇ ગઇ ॥૪॥ તે શ્રી કૃષ્ણ, કામદેવના ગર્વને પણ હરણ કરે તેવું શ્રી રાધાજીનું સ્વરૂપ જોઇને મોહ પામ્યા, અને કમલાપતિ હરી, સાત્વીક ભાવોના આવેશવાલા થયા ॥૫॥ ધીમે ધીમે શ્રીકૃષ્ણ ભુમીશય્યા ઉપર પાસે જઇને, શ્રી રાધીકાજીનું તાંબુલથી ભરપુર શ્રીમુખ જોઇને બોલ્યા ॥૬॥ શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા, હે રાધે ! હે પ્રિય ! સુંદર રસયુક્ત અધર, કે જેમાં અમૃતના સમુદ્રથી પુરેલું, ઉચ્ચ પ્રકારના સુખવાલું તમારા, ચર્પણ કરેલા તાંબુલના ઓષ્ટને મને અર્પણ કરો ॥૨૨॥ ( મુલ પ્રતિમાં બાવીસથી ચાલુ છે) આ પ્રમાણે હરી શ્રી કૃષ્ણ, તે પ્રિય તાંબુલ ચર્વણમાં આશક્ત થયા, કે જે શ્રી રાધીકાજીના મુખમાં રહેલુ છે, તેમાં કામનાથી સંભ્રમને પ્રાપ્ત થયા ॥૨૩॥ પ્રિય એવા શ્રી કૃષ્ણે વ્હાલા શ્રી રાધીકાજી, તેમનું વચન સાંભળીને મોહ પામ્યા, ત્યારે પૂર્ણ કામવાલા થયાં, અને સાત્વિક ભાવમાં આવ્યા (સાત્વિક ભાવને પામ્યા) ॥૨૪॥ તે શ્રીહરી એ બન્ને કરતલોથી આનંદપૂર્ણ થઇ, તે તાંબુલ ચર્વણ ગ્રહણ કરવા માટે, શ્રી રાધીકાજીના બન્ને ગલસ્થલને પકડ્યા ॥૨૫॥ તે સમયે બન્ને જણ દેહના અનુસંધાનને ભુલીને વિવશ થયાં, ને ત્યાહાં

શ્રી રાધીકાજીના મુખમાંથી તાંબુલ ચર્વણ નીચે પડયું ॥૨૬॥ મહાન રસથી ઉદ્દભવેલુ તે અધરામૃતરૂપી તાંબુલ ચર્વણ, પૃથ્વી ઉપર પડયું, તેને ત્યાંહાં પૃથ્વી આનંદથી પાન કરી ગઇ ॥૨૭॥ તે સમયે જે પ્રિય રાધિકાજી હતાં, તેમને પૃથ્વીને બોલાવી, કે જે પૃથ્વી તાંબુલ ચર્વણની ઇચ્છાથી રસના આવેશ વાલી થઇ છે, તે પૃથ્વી સ્ત્રીનું રૂપ ધારણ કરીને આવી ॥૨૮॥ પૃથ્વીએ તે શ્રી રાધીકાજીના સઘલા અધરામૃતનું પાન કર્યું, તેવાજ શ્રી કૃષ્ણ શ્રી સ્વામીનીજીના મુખમાંથી નીકલેલા અધરામૃતમાં તે વખતે વ્યગ્ર થયાં ॥૨૯॥ શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા, હે પૃથ્વી ! મારી પ્રીયના અધનું તાંબોલ ચર્વણ, સંપુર્ણ અધરામૃત હતુ, જે મને પ્રાણથી પ્રિય છે, તે ત્વરાથી તુ મને આપી દે ॥૩૦॥ પૃથ્વી કહેવા લાગી, તે શ્રેષ્ટ અધરામૃતરૂપ તાંબુલ ચર્વણ મે ભક્ષણ કર્યું છે, તો આજે તેના માટે ત્વરાથી મ્હારો દંડ કરવો જોઇએ, તો તે અહીજ તેના માટે દંડ આપો (શિક્ષા કરો) ॥૩૧॥ ને રાધીકાજીનું તાંબુલ ચર્વણ કરેલું, તે અધરામૃત મને પણ પ્રાણથી પ્રિય હતુ, તેથી મગ્ન થઇને મારી પીઠ ઉપર બધું ફેલાયું, ને મેં તેનું પાન કર્યું છે, તેથી જે યોગ્ય હોય તે કરો ॥૩૨॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા, તે શ્રી કૃષ્ણચંદ્રે બોલાવેલા મેઘે, તે સમયે પૃથ્વી તલ ઉપર વૃષ્ટિ કરી, મૃતકામયપણાથી તે મેઘના જલથી, મૃદલ લીલા ઘાસનુ ભાંથું ત્યાંહાં પ્રગટ થયું ॥૩૩॥ તે શ્રી કૃષ્ણની આજ્ઞાથી, પૃથ્વી ગાય રૂપે બીજા સ્વરૂપે પ્રગટ થઇ, અને તે ગાય તેજ પ્રગટ થયેલા ઘાસના ભાંથાને, ચરતી થઇ ચરવા લાગી ॥૩૪॥ તે ઘાસના ચારામાં તે સ્વામીજીના ઓષ્ટમાંથી પ્રગટ થએલું અધરામૃત આવ્યુ, અને તે ગાયે તે ઘાસ ચરવાથી, તરતજ તેના આંચલે ઉત્તમ રસવાલુ અધરામૃત આવીને સ્થીર થયું ॥૩૫॥ તે પુરૂષોત્તમ શ્રી કૃષ્ણને પૃથ્વી ઉપર ગાયને દોહી, તેમાં તે બધું શ્રી રાધીકાજીનું અધરામૃત આવ્યું ॥૩૬॥ આશકત થયેલા તે દુધનું તે વખતે દહી થયું, તે બધા દહીનું રસરૂપ હરીએ મંથન કર્યું ॥૩૭॥ તે દહીથી મહારસવાલુ માખણ થયું, તેમાં તે રાધીકાજીનું અધરામૃત સારી રીતે આવી ગયું ॥૩૮॥ પછી તે સુખના ઘર રૂપ, મધુરતા યુકત, પોતાને પ્રાણ પ્રિય, શ્રી રાધીકાજીના ઓષ્ટ પ્રાંતથી

પ્રગટ થયેલા અમૃતથી ભરપૂર માખણને, શ્રી કૃષ્ણ આરોગ્યા, પછી જેમને (ભકતોના) રસો પ્રિય છે, એવા વ્રજેશ્વર શ્રી કૃષ્ણ સર્વથી પ્રિય શ્રી રાધીકાજીના અધરામૃતરૂપ માખણને આરોગીને, પ્રસન્ન મનવાલા થયા ॥૪૦॥ તે ગાય હંમેશા મહારસવાલુ દુધ આપે છે જ, અને ભગવાન નિરંતર તે દુધ, તેનુ દહીં અને માખણ આરોગે છે, ॥૪૧॥ તે ગાય શ્રી કૃષ્ણને વ્હાલી થઇ, અતે તેનાથી ઉત્પન્ન થયેલી બીજી ગાયો પણ વ્હાલી થઇ, કેમકે તે ગાયો શ્રી રાધીકાજીના અધરામૃતના દાનથીજ પ્રભુને હમેંશાં પ્રિય થઇ ॥૪૨॥ પુષ્ટ પુષ્ટ રસવાલી વૃજભુમીરૂપ તે ગાય, તે તે રસોના દાનોથી નિરંતર શ્રી કૃષ્ણને વિશેષ વહાલી છે, તે ગાયની અમૃત પૂર્ણ કરનારી બહુ સંતતિ થઇ, તે પણ રસરૂપ શ્રી કૃષ્ણના વહાલાપણાને પ્રાપ્ત થઈ ॥૪૪॥ જેવી રીતે વૃજની ગોપ સુંદરીઓ રસદાનથી હંમેશા પ્રભુને વહાલી છે, તેવી રીતે વૃજભુમીરૂપ આ ગાય, અને તેની સંતતિરૂપ ગાયો, રસોનું દાન કરવાથી શ્રી કૃષ્ણને હંમેશા વહાલી છે ॥૪૫॥

ઇતિ શ્રી ગોકુલવાસી મોહાવદાસ વિરચિતં, સજજન મંડન ગ્રંથ સોલમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ અધ્યાય ૧૭॥

### શ્રી ગોકુલેશો જયતિ

### અથ શ્રી સજજન મંડન ગ્રંથે સત્તરમો અધ્યાય આરંભ

કરેવા
વૈષ્ણવોત્તમ કમેવા લાગ્યા, હયે નીજજનોને પોતાનું સુખ અને નાના પ્રકારના રાસરસનું દાન કરવા માટે, આ પ્રભુ શ્રીમદ ગોકુલનાથ સ્વયં શ્રીમદ ગોકુલમાં રમણ કરે છે ॥૧॥ વિવિધ પ્રકારના ભાવોના રસવાલા અંગવાલા શ્રી પાર્વતી વહુજી સહીત તે શ્રી પુરૂષોત્તમ શ્રી ગોકુલનાથજીને બધી દાસીઓ શ્રેષ્ટ આનંદને પ્રાપ્ત કરે છે ॥૨॥ હવે સાતે બાલકોમાં આ શ્રી વલ્લભ,

કે જે પોતાના મનથી, વાણીથી, અને કર્મથી, વાસ કરતા શ્રી વિઠ્ઠલનાથજી શ્રી ગુસાંઇજીને, હમેશાં પોતાના પ્રાણથી વહાલા લાગવા લાગ્યા ॥૩॥ શ્રી વિઠ્ઠલનાથજીએ શ્રી ગોવર્ધનનાથજીની સાનિધ્યમાં, બધા સદભકતોના દેખતા, શ્રી વલ્લભમાં પોતાના તેજનુ સ્થાપન કર્યું ॥૪॥ વ્રજના ભુષણરૂપ શ્રી વિઠ્ઠલ-નાથ શ્રી ગુસાંઇજીએ, સ્વહસ્તમાં દર્પણ લઇને સ્વચક્ષુથી, તે દર્પણમાં શ્રી ગોકુલનાથજી અને શ્રી ગોવર્ધનનાથજીને જોયા ॥૫॥ બધા પુત્રોને અને સદભક-તોને, સહુના દેખતા, પોતાના હૃદય આગલ બાલક શ્રી વલ્લભને ધરીને, શ્રી વિઠ્ઠલનાથજી ત્યાંહાં વાણી કહેવા લાગ્યા ॥૬॥ હે સદભકતો ! ને હે બાલકો મન, વાણીને, કર્મથી, આનંદ પૂર્વક કાર્યના અર્થની સિધ્ધિ માટે, તમો મારૂં હિતવચન શ્રવણ કરો ॥૭॥ હવે સર્વ મંગલ કારક આ શ્રી વલ્લભમાં, શ્રી આચાર્યજી સહીત હું, હમેશાં આનંદથી નિવાસ કરૂં છું ॥૮॥ હે મ્હારા સદભકતો ! ને બાલકો, અમારા બાલકોમાં પ્રાણપ્રિય, અને સર્વેશ્વર શ્રી ગોકુલનાથજીને, જેવી રીતે મને જાણોછો, તેવી રીતે તેને જાણજો ॥૯॥ વૈષ્ણવોત્તમ કહેવા લાગ્યા એ પ્રમાણે કહીને શ્રી વિઠ્ઠલનાથજી શ્રી ગુસાંઇજીએ, શ્રી ગોવર્ધનનાથજીના શ્રી કંઠમાંથી સુંદર રસાલી વૈજયંતિમાલા, આનંદથી બે હસ્તથી ગ્રહણ કરી ॥૧૦॥ બધા સદભકતજનોના દેખતા, તે કિર્તીમય માલાને, તે સમયે શ્રીમદ .........ના શ્રીકંઠમાં આરોપણ કરી ॥૧૧॥ શ્રી નાથજીને વહાલા, અને નીજજનોને વહાલા ઇશ્વરેશ્વર એવા શ્રી........... .........ના શ્રી કંઠમાં, કિર્તિમઇ માલા પહેરાવેલી સાંભલીને, અને જોઇને સર્વત્ર, અને વૃજમા જય જયકાર શબ્દ થયો ॥૧૨॥ બધા દેવો, મુનીઓ, વ્રજવાસી જનો, દાસો અને દાસીઓ, તે પુરૂષોત્તમ શ્રી વલ્લભને જોઇને, આનંદીત થયા ॥૧૩॥ આમ શ્રી વલ્લભ, વ્રજમાં શ્રીમદ ગોકુલમાં યમુના તટ ઉપર, અને શ્રી ગીરીરાજમાં નીજજનોને સુખદાન કરતા, રમણ કરવા લાગ્યા ॥૧૪॥ આ શ્રી વલ્લભ વ્રજમાં ચાતકરૂપ, અનન્ય ભકતોમાં સ્વાતિ નક્ષત્રોના મેઘરૂપ થઇ, અમૃતથી અધિક મધુરતાવાલા વચનામૃતની વૃષ્ટી કરે છે ॥૧૫॥ આ વ્રજમાં સ્વભકતરૂપ, કુમુદના અધિશ્વર ચંદ્રરૂપ, પાખંડ રૂપ, અંધારાને અંત લાવનાર, (સુર્યરૂપ), સ્નેહવાલી વાણીના અમૃતરૂપ શ્રીમદ વલ્લભ ચંદ્રરૂપે શોભવા લાગ્યા, સુંદર રીતે બિરાજે છે ॥૧૬॥ તે

વ્રજનાગર શ્રીમદ વલ્લભ, સદાનંદરૂપ અને સ્નેહરૂપ શ્રી પાર્વતી વહુજી સાથે રાગસહીત રમણ કરે છે ॥૧૭॥ આમ સ્વસુખના આશ્રયરૂપ, વ્રજેશ્વર, અનેક રસીક વધુઓથી પણ જેમનું શ્રી અંગ વાંછિત છે, એવા શ્રીમદ વલ્લભ, શ્રી પાર્વતી વહુજી સહીત, વિરાજવા લાગ્યા, શોભી રહ્યાં છે ॥૧૮॥ એક વખત સર્વ ધર્મના આશ્રય પ્રભુ શ્રી ગોકુલનાથજી, લીલાધર વિગેરે દાસો સહીત, મુકતી આપનારી દ્વારીકાપુરીમાં પધાર્યા ॥૧૯॥ તે શ્રી વલ્લભના પધારવાથી દ્વારીકાપુરી કૃતાર્થ થઇ, અને ત્યાંની નિવાસી બધી જનતા, અને પોતાના નીજજનો આનંદ પામ્યાં ॥૨૦॥ શ્રી વલ્લભ પ્રભુ, ત્યાંહાં પણ ઘણા દિવસો બિરાજ્યા, પછી ગુજરાત દેશમાં આનંદ યુકત થઇ પધાર્યા ॥૨૧॥ તે ગુજરાતમાં, નાના પ્રકારના ભાવથી, પોતાના દાસોને મહા-પુષ્ટિ રસાત્મક કરવાને, અને લીલામાંથી વિછુડી, તે ભુમીમાં પ્રગટ થયેલા વ્રજાંગનાઓને, ત્યાં સુખનું દાન કરવાને, હરિ શ્રીમદ વલ્લભ બિરાજ્યા ॥૨૨॥ તે દયાવાન શ્રીમદ વલ્લભે, ભ્રષ્ટ દેહવાલા, નાના પ્રકારના વરણવાલા, બહુ દૈવી જીવોને અંગીકાર કર્યા ॥૨૩॥ મહાન કામના રસના આવેશવાલી સુંદર માનુનીઓ, અને ગુજરાતી દાસભકતજનો, અનેક પ્રકારથી શ્રીમદ વલ્લભની સેવા કરવા લાગ્યાં ॥૨૪॥ આ પ્રમાણે શ્રી વ્રજેશ્વર શ્રીમદ ગોકુલેશ ત્યાંહાં બહુ દિવસો બીરાજ્યા, ત્યાંહાં પોતાના નીજજનોને ચરણ શરણમાં બાંધીને, શ્રીમદ ગોકુલના માર્ગે પધાર્યા ॥૨૫॥ તે શ્રી વલ્લભે પાપરૂપ પંકમાં જેમના મન ડુબેલા છે, એવા અને જુદા જુદા નાના પ્રકારના વરણવાલા અને પુષ્કળ દુઃખી, અનેક ભ્રષ્ટ જીવો તેમને, તે તે પાપ અને ભ્રષ્ટતાના દુઃખોમાંથી બહાર કાઢયા ॥૨૬॥ એ પ્રમાણે ભકતજનોને શરણે લઇને, સર્વ ભકતજનો સાથે, શ્રીમદ ગોકુલનાથજી શ્રી ગોકુલેમાં પધાર્યા, તેથી પાર્વતી વહુજી સાથે સહોદર પણું પ્રાપ્ત કર્યું છે, અહેવા ભકતજનોએ આનંદ પ્રાપ્ત કર્યો, સુખી થયાં, હર્ષિત થયા ॥૨૭॥ ઉત્તમ દાસી, રાણી, અને નાગરી, તેમજ સર્વે વ્રજસાસી જનોનો સમુદાય અને શ્રીમદ વલ્લભની યુવતિજન, જે દાસીજનો છે, તેમનો સમુહ પણ પામ્યો ॥૨૮॥ ઇતિશ્રી ગોકુલ-વાસી માહાવદાસ વિરંચિતં, સજજન મંડન ગ્રંથે અધ્યાય સતરમો સંપૂણ.

## ॥ અધ્યાય ૧૮॥

### શ્રી ગોકુલેશો જયતિ

### શ્રી સજ્જન મંડને અધ્યાય અઢારમો આરંભ

હવે ભકતજનોના મનનું હરણ કરનાર, વ્રજમાં પોતાના ભકતોના સુખને વહન કરનારા, શ્રી વલ્લભજી શ્રી પાર્વતી વહુજી સાથે, સુંદર નીજ મંદીરમાં અને ફુલ બાગમાં, રમણ કરવા લાગ્યા ॥૧॥ આ વખતે પહેલાનો એક અસુર પ્રગટ થયો, તેનુ ધર્મની રક્ષા કરવામાં તત્પર એવા શ્રી વલ્લભજીએ, હર્ષથી છેદન કર્યું ॥૨॥ આ વખતે કલીયુગમાં વેદધર્મની, અને વૈષ્ણવોની નિંદા કરનારા, તેમજ સજ્જનોના શત્રુ, એવા ઘણાએ અસુરો પેદા થયા છે ॥૩॥ તે માટે માહાપ્રતાપીક શ્રી વિઠ્ઠલજીના પુત્રો, અને પૌત્રો, શ્રી જગદિશ્વરના અવતાર રૂપે, પૃથ્વીમાં પધાર્યા છે ॥૪॥ પહેલા સાધુ પુરૂષોના શત્રુરૂપી અસુરોને હણવાને માટે, અને ધર્મની વૃધ્ધિ માટે, જેમ પ્રભુના જુદા જુદા અવતારો થયા હતા ॥૫॥ તેમ અત્યારે પણ કલીયુગમાં, ધર્મની રક્ષા માટે અને દુષ્ટ પુરૂષોનો વિનાશ કરવા માટે, શ્રી વિઠ્ઠલેશ્વરજીના આ પુત્રો અને પૌત્રો પ્રગટ થયા છે ॥૬॥ હવે દુષ્ટ પુરૂષોના સંગથી કેટલાક સેવકો પણ દુઃસંગી બન્યા છે, તેમનો ઉધ્ધાર કરવા માટે આ શ્રી વલ્લભજીએ વિચાર કર્યો ॥૭॥ શ્રી વિઠ્ઠલેશ્વરજીના પુત્ર શ્રી વલ્લભજી, શ્રી ગોકુલના એક સમર્થ નાયક છે, અને સાક્ષાત વ્રજેશ્વરરૂપે બિરાજે છે, તેને દરેક મનુષ્યો સમજી શકતા નથી ॥૮॥ સર્વ શ્રેષ્ટ ગુજરાતના વૈષ્ણવો સિવાય બીજા તે દરેક માણસો આ વલ્લભજીને પુરૂષોત્તમ સ્વરૂપે જાણતા નથી ॥૯॥ શ્રીમતી ગોપીકાઓના મનને હરનારા, અને નવનિત (માખણ) ને આરોગનારા, શ્રી વલ્લભજીએ પોતાના વૈષ્ણવો સિવાયના બીજા દરેક મનુષ્યોમાં પોતાની પ્રસિધ્ધિ કરવા માટે, આ એક અતિ ઉગ્ર ઉપાય વિચાર્યો ॥૧૧॥ ધર્મની સ્થાપના કરવા માટે અને પોતાના ભકતોને આનંદ

ઉપજાવવા માટે, શ્રી વલ્લભજીએ કોઇ એક અસુરના પુત્ર શ્રી પાંતને પ્રેરણા કરી ॥૧૨॥ હવે તે કલીયુગના રૂપવાલો, અને અસુરોના અંશથી ઉત્પન્ન થયેલો શ્રીપાત, ચિદ્રુપ નામ ધારણ કરીને ધર્મનો વિનાશ કરતો થકો મથુરામાં આવ્યો ॥૧૩॥ ત્યાંહાં મથુરામાં દિલ્હીના શાહેનશાહ તરફથી રાજ કરતો એક મ્લેચ્છ રાજા રહે છે, અને તે અસુરોનો પુત્ર સલિમ તરીકે પ્રસિધ્ધ પામેલો છે, તે પોતાના અસાધારણ તેજથી, દરેક ભુમંડલનો ઇશ્વર કહેવડાવતો અને મનુષ્યો પણ તે રાજાના શાસનથી, તેની આજ્ઞાનું પાલન કરવામાં તત્પર બનેલા છે ॥૧૫॥

ઇતિ શ્રી ગોકુલવાસી માહાવદાસ વિરચિતં સજજન મંડન ગ્રંથે, અઢારમો અધ્યાય સંપુર્ણ.

## ॥ અધ્યાય ૧૯॥

### શ્રી ગોકુલેશો જયતિ

સજજન મંડન ગ્રંથનો, ઓગણીસમો અધ્યાય આરંભ ॥ શ્રી ॥ શ્રી ॥

હવે ધર્મનો ઉચ્છેદ કરવા માટે, જેમને મથુરામાં નિવાસ કર્યો છે, તેવા કલી રૂપ ચિદ્રુપે પોતાના માણસો દ્વારા, શ્રી વલ્લભજીને કહી મોકલાવ્યુ ॥૧॥ હે તમો બે રેખાવાલા તિલકનો, અને તુલસીની માલાનો ત્યાગ કરીને શ્રી હરી સેવાનો પણ ત્યાગ કરો, અને મ્હારા વચન પ્રમાણે વર્તો ॥૨॥ તેમજ હે વલ્લભ, તમે પંચદેવની પુજા, ત્રણ રેખાવાલું ત્રિપુંડ, અને કંઠમાં રૂદ્રાક્ષની માલા, ધારણ કરો, આવી રીતે ચિદ્રુપે માણસો દ્વારા તે શ્રી વલ્લભજીને કહીને, બીજા અનેક વૈષ્ણવોની માલાઓ ઉતારાવવા લાગ્યો ॥૪॥ અતિ ભયંકર ચિદ્રુપની વાણીરૂપી અગ્નિજવાલાઓથી પીડા પામતા, ધીરજ વગરના ઘણાએ વૈષ્ણવજનોએ, માલાનો ત્યાગ કર્યો, શ્રી ગોકુલેશજી અને તેમના વૈષ્ણવોએ, તિલક અને તુલસીની માલા ન છોડ્યાં ॥૫॥ કાલનેમી રાક્ષસના પુત્ર જેવા તે દુરાત્મા ચિદ્રુપથી, સમગ્ર

વ્રજમંડલમાં મોટો હાહાકાર વર્તિ રહયો ॥૯॥ શ્રી વિઠ્ઠલેશ્વરજીના પૌત્ર..............ત્યાં ચિદ્રુપના ભયથી કરીને, તિલક અને માલાનો ત્યાગ કર્યો ॥૭॥ અને તેને ચિદ્રુપની સમક્ષ તે માલા મુકી દીધી તેણે,......તેમને ઘણુંએ માન આપ્યું ॥૮॥ શ્રી વિઠ્ઠલેશ્વરજીના પૌત્ર ......ને માલા વગરના જોઇને, દરેક વૈષ્ણવજન કહેવા લાગ્યા કે, આ શું કીધું ? અને તેથી વૈષ્ણવ વર્ગમાં - એક અપૂર્વ પ્રલય થયો, તેમ સહુ માનવા લાગ્યા ॥૯॥ અને ત્યારે એ ચિદ્રુપના ભયથી ત્રાસેલો ધર્મ, પણ ઘણોજ વ્યાકુલ થયો, અને હવે તો શ્રી ગોકુલાધિશ પ્રભુ સિવાય મ્હારો કોઇ પણ રક્ષક નથી, એવી રીતે ધર્મએ વિચાર કીધો ॥૧૦॥ પહેલા મને ખુબ માર પડતો હતો, ત્યારે વ્રજેશ શ્રી કૃષ્ણ પ્રભુના ભકત, દયાલુ અને સમર્થ પરીક્ષિત રાજાએ, કલી–યુગથી મ્હારી રક્ષા કરી છે, તે આ કલીયુગ સન્યાસી વેશે ખરેખર અહીં આવ્યો છે, માટે હવે તો હું અચ્યુત સ્વરૂપે બિરાજતા, શ્રી વલ્લભને શરણે જાઉં ॥૧૨॥ હવે કલીયુગરૂપી ચિદ્રુપથી પીડા પામેલો ધર્મ, ઉપર પ્રમાણે નિશ્ચય કરીને, સુખપૂર્વક શ્રી ગોકુલનાથજીને શરણે ગયો ॥૧૩॥ શ્રી વલ્લભજીએ સદા શરણમાં આવેલા ધર્મને આશ્વાસન આપીને ચિદ્રુપને દંડથી નિર્ભય થઇ શકે, તેવી રીતે ધર્મની રક્ષા કરી ॥૧૪॥ હવે એક દિવસે સમગ્ર વિદ્વાનોના મંડલને જીતીને, ચિદ્રુપને જીતવા માટે, જેને પ્રયાસ કર્યો છે, તેવા શ્રી વલ્લભજીને કલીયુગના શરીરવાલો ચિદ્રુપ કહેવા લાગ્યો ॥૧૫॥ કે તમે આજેજ મ્હારા કહેવાથી, આ કંઠમાં રહેલી તુલસીની માલાનો ત્યાગ કરો, કલીયુગના પાખંડને વધારનારો એવો ચિદ્રુપ કહેવા લાગ્યો કે, મને તમે જાણતા નથી ? ॥૧૬॥ શ્રી વલ્લભજીએ કહયું કે હું મ્હારા ધર્મનો, તિલકનો, માલાનો, અને શ્રી ઠાકોરજીની સેવાનો, ત્યાગ કયારે પણ કરવાનો નથી, તિલક, માલા, સેવાદિક, તો મ્હારૂં સર્વસ્વ છે ॥૧૭॥ વૈષ્ણવોત્તમે કહયું કે, હે વૈષ્ણવો ?આ ચિદ્રુપ વેદ પ્રમાણે બોલતો નથી, તેમજ અન્ય સ્મૃત્યાદિ શાસ્ત્રાઅનુસાર પણ બોલતો નથી, અને બુધ્ધિથી તો જરાએ સમજતો નથી કેવલ પોતાના આસુરી ધર્મનો આશ્રય લઇને, હઠરૂપ કુવામાં પડી ગયો છે ॥૧૮॥ અને તે ચિદ્રુપ, પાદશાહની આજ્ઞાથી મદોન્મત્ત થઇને, દૈવીજીવોને પીડવા લાગ્યો, અને તેથી સ્વધર્મમાં

નેષ્ઠાવાલા વૈષ્ણવો, પણ તેના ભયથી ત્રાસી ગયા ॥૧૯॥ હવે તે દરેક વૈષ્ણવો, ત્યારે મનથી અને વચનથી શ્રી વલ્લભજીની સ્તુતિ કરવા લાગ્યા, અને દેવતાઓએ આનંદથી યુકત થઇને, આશિર્વાદ આપ્યા ॥૨૦॥ શ્રી વલ્લભજીના મનમાં તો ચિદ્રુપ સંબધી જરા પણ ભય નથી, તો પણ જરા ભયયુકત થઇને, ક્રિડા કરવા મન કર્યું ॥૨૧॥ જેવી રીતે પૂર્વ કાલમાં ગુઢભાવવાલા શ્રી કૃષ્ણ પ્રભુએ, દુષ્ટ કંસના સમક્ષમાં, ચાણુર, મુષ્ટિક, વિગેરે મલ્લો સાથે, લીલાથી યુધ્ધ કર્યું હતું ॥૨૨॥ તેવી રીતે આજે દ્વિજ કુલમાં પ્રગટેલા આ આસુરોનુ નિકંદન કરનારા, આ શ્રી વલ્લભજીએ નિર્ભય થઇને ચિદ્રુપ સંન્યાસી સાથે વાણીથી શાસ્ત્રાર્થ કર્યો ॥૨૩॥ શ્રી વલ્લભજીએ કહયું કે, શ્રી વલ્લભાધિશ પ્રભુએ, અને વિઠ્ઠલેશ્વરજી કાકાજીએ, જે આજ્ઞા કરી છે, તે પ્રમાણેજ મ્હારે તો હંમેશા કરવાનું છે, અને તેમાંજ મ્હારૂં નિશ્ચયાત્મક હિત રહેલુ છે ॥૨૪॥ જગતમાં મહાપંડીત શ્રી વલ્લભાચાર્યજીએ પહેલા જે ધર્મને પ્રગટ કરેલો છે, તેનો ત્યાગ હું કોઈ પણ રીતે કરીશજ નહી, આ મ્હારૂં સત્ય વચન છે ॥૨૫॥ વૈષ્ણવોત્તમે કહયું કે, હે પ્રિય વૈષ્ણવ ? પવિત્ર બુધ્ધિવાલા તે શ્રી વલ્લભજીએ, પોતાના વડા ભાઇનું વચન માન્યું નહી, તેથી તે પોતાના સ્થાને ગયા ॥૨૬॥ હવે શ્રી વલ્લભજીના બીજા ભાઇઓ અને તેમના પૂત્રો, શ્રી વલ્લભજીને પોતાના ધર્મમાં સંપૂર્ણ નેષ્ટાવાલા, તે સમજીને તેમને શરણે ગયા ॥૨૭॥ હવે વૈષ્ણવોના ઇશ્વર શ્રી વલ્લભજીએ, ચિત્તમાં વિચાર કર્યો કે ચિદ્રુપના ત્રાસથી પતીત થઇ ગએલા, અને અસ્ત વ્યસ્ત થઈ ગયેલા, મ્હારા વૈષ્ણવોને અહી લાવું ॥૨૮॥ કેટલાક વૈષ્ણવો તો આસુરોના આશ્રિત દેશમાં, ઘણા દુર ચાલ્યા ગયા છે ॥૨૯॥ કેટલાક તો કાશ્મિર દેશના શ્રી નગરની આસપાસ રહેલા છે, એવી રીતે શ્રી વલ્લભજીએ પોતાના કેટલાંક અંતરંગ વૈષ્ણવો સાથે વિચાર કરી, બાદશાહ અને ચિદ્રુપનુ નિમિત્ત કરીને કાશ્મિર દેશમાં પધારવાનું મન કર્યું ॥૩૦॥

ઇતિ શ્રી ગોકુલવાસી માહાવજીભાઇ વિરચિતં, સજજન મંડન ગ્રંથનો ઓગણીસમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ અધ્યાય ૨૦॥

### શ્રી ગોકુલેશો જયતિ

### અથ સજજન મંડને અધ્યાય વીસમો આરંભ

વૈષ્ણવોત્તમે કહ્યું, સવંત ૧૬૭૭ અષાડ માસમાં કૃષ્ણ પક્ષની નવમીના દિવસે, જ્યારે દરેક શુભ ગ્રહો અને સારૂં મુહુર્ત પ્રાપ્ત થયું, ત્યારે હંમેશા પોતાના ભકતોના સુખને વહન કરનારા, અને જેમની પાસે કુશલ મનુષ્યો સાથે, તેહવા શ્રી ગોકુલનાથજીએ, હર્ષ પુર્વક કાશ્મીર દેશના નગર તરફ પ્રયાણ કર્યું ॥૧॥ રસ્તામાં જુદી જુદી જાતના, અને દોષરૂપી કાદવથી મહા ભ્રષ્ટ થયેલા કેટલાંક જીવોને, દયાલું શ્રી વલ્લભજીએ દર્શન આપી (ઉધ્ધાર કર્યો) ॥૨॥ વૈષ્ણવે પુછ્યું કે, શ્રી વલ્લભજીના પ્રિતી પાત્ર અને બાહોશ કોણ કોણ વૈષ્ણવો આપશ્રીની સાથે હુતા, તેઓના નામ મારા સમક્ષ કહો, હુ તે બધું ભુલી ગયો છું ॥૩॥ વૈષ્ણવોત્તમે કહ્યું કે, હે વૈષ્ણવો ! હવે તે સાથે ગએલાઓનાં નામ, મ્હારી પાસેથી સાંભલો, તમોને તેની ખબર નથી માટે તમને કહુ છું ॥૪॥ (સિંહ, કૃષ્ણજી) પરિક્ષત, બન્ને હરીદાસજી, સુંદરજી કૃષ્ણદાસજી, મોહનદાસજી, ન્યાલચંદજી, તારાચંદજી, ગોપાલદાસજી, વિશ્રામજી વિરપાલજી, બન્ને જયરામજી, વાઘજીભાઈ, બન્ને ગ્વાલજી, સોમજી અને વલ્વભજી, રત્નજીના પૂત્ર, કૃષ્ણદાસજી, ગોપાલના અનુચર ઉધ્ધવજી, મેઘજી-ભાઇ, લક્ષ્મીદાસભાઇ, ખમજી, નાથુ, બંધુ હરીદાસજી, ભવાનજી, ભગવદ દાસજી, બે જીવરાજ, કાશીદાસજી, જગન્નાથદાસજી, ગોપાલદાસજી, બીજા દેવદાસજી, અને મોટાજી અને બ્રાહ્મણ બાલક મ્હાવજીભાઇ સોરઠિયા આ ૩૮ અડત્રીસ જણા, મહાભટ્ટ તરીકે તમો જાણજો ॥૫॥ અનેક પ્રકારની લીલા માટે શરીરને ધારણ કરનારા શ્રી વલ્લભજીની સાથે બીજા પણ ઘણાએ વ્રજવાસી ભકતો આવી મલ્યા હતા ॥૬॥ ચાર વાહેનીયો, નાના રથ, અને એક મોટો રથ અને ૧૪ ઘોડાઓ, સાથે હતા, ભાણેજ મધુસુદન ભટ્ટજી પણ સાથે હતા ॥૭॥ હવે મહાપુરી લાહોર (પરીનગરીમાં), પવિત્ર એવા મહાવદાસજી

વૈષ્ણવ રહે છે, ત્યાંહાં શ્રી વલ્લભજીએ સેવકોની સાથે પહેલો મુકામ કર્યો ॥૮॥ ક્ષત્રી વૈષ્ણવ ભગવદ્ ભગવાનદાસજી અને તેમની સ્ત્રી કેશરદેએ, અનેક પ્રકારના રત્ન, મોતી, સુવર્ણ, અને વસ્ત્રો, ભેટ કરીને, શ્રી વલ્લભજીની સેવા કરી ॥૯॥ મોતીથી વધાવવા, અનેક પ્રકારના રસીક વાણી વિલાસ કરવા, સુગંધી અત્તર, પુષ્પ સમર્પવા, અને આરતી કરવી, વિગેરે પ્રકારોથી ભગવાનદાસજીએ, શ્રી વલ્લભજીની સેવા કરી ॥૧૦॥ ત્યાંહાં માહાપુરી (પટીમાં), ત્રણ દિવસ બિરાજીને, શ્રી વલ્લભજી લાહોર નગરમાં પધાર્યા, ત્યાંહાં પોતાના સેવક ઘનશ્યામ દાસજીએ, આપશ્રીનું ઘણું સન્માન કર્યું ॥૧૧॥ લાહોરમાં બે દિવસ બિરાજીને, હવે શ્રી વલ્લભજીએ આગલ પ્રયાણ કર્યું, હવે પહાડી માર્ગ હોવાથી ૪ (ચાર) વાહેણી, અને રથ બે, લાહોરમાં રાખ્યા, સામાન અને માણસો માટે કેટલાંક ઉંટ લઇને, પોતે પાલખીમાં બિરાજીને, મુસાફરી શરૂ કરી ॥૧૨॥ હવે ભંવર ગામમાં આપશ્રી પધાર્યા, ત્યાં બે દિવસ મુકામ રહ્યો, સાથે લીધેલા ઉંટ અને કેટલાક ઘોડાઓને, ત્યાંહાં રાખી દેવામાં આવ્યા ॥૧૩॥ ત્યાંહાંથી ઘણોજ વિકટ માર્ગ હોવાથી, આપશ્રી દશ દિવસે કાશ્મીર નગરમાં, પોતાના સેવકો સાથે પધાર્યા ॥૧૪॥ તે વખતે હિંસા કરીને, પાપવૃધ્ધિ કરનાર દેશાધિપતિ (સમ્રાટ) બાદશાહ, ચાર માસ સુધી શિકાર કરવાનો નિશ્ચય કરીને શહેરની બહાર જંગલોમાં, ખેલવા નીકલી ગયો હતો ॥૧૫॥ સમ્રાટના વિશ્વાસુ અસફખાન, રાજાની નીચે કામ કરનાર એક મુકુંદદાસજી નામના સામંત રાજા હતા, તેઓ પોતાના માણસોની સાથે, શ્રી વલ્લભજીની પાસે આવ્યા, અને ચિંતાથી આતુર મનવાલા થઇને, આપશ્રીને નિવેદન કર્યું, મુકુંદદાસ રાજાએ કહયું કે, હે પ્રભુ, દેશાધિપતિ સમ્રાટ પોતાના પરીકર સાથે, શિકાર ખેલવા માટે ઘણા દુર ગયા છે, તે હમણાં આવશે કે આગલ ઉપર કયારે આવશે, તે સંબંધી હું કંઇ પણ જાણી શકતો નથી ॥૧૭॥ ત્યારે શ્રી વલ્લભજીએ આજ્ઞા કરી કે, હે મુકુંદદાસજી ! તમો આવી ચિંતા જરા પણ ન કરશો, પ્રભુ ઇચ્છાથી દેશાધિપતિ પાછા ફરીને, કાશ્મીર નગરમાં આવ્યા, ત્યારે મુકુંદદાસ અને બીજા સર્વે માણસો, આશ્ચર્યની સાથે આનંદ પામ્યા ॥૧૮-૧૯॥ હર્ષ પામેલા મુકુંદદાસ વિગેરે સભા સદા નિત્ય પુરૂષોની, દેવોથી અતિ શ્રેષ્ટ અને

જગતના ઇશ્વર શ્રી વલ્લભજીની પરોક્ષમાં, તેમજ સાનિધ્યમાં, પણ સ્તુતિ કરવા લાગ્યા ॥૨૦॥ દેશાધિપતિ આવ્યા પછી સાતમાં દિવસે રાત્રિના પહેલા પ્રહરમાં, થોડાક સેવકો સાથે લઇને, શ્રી વલ્લભ પ્રભુ, પાદશાહની પાસે પધાર્યા ॥૨૧॥ મહાન શાહી મહેલની ડેલીએ, દરેક સેવકો રોકાઇ ગયા, અને શ્રી વલ્લભજી પોતાના ભાણેજ મધુસુદન ભટ્ટ સાથે, બાદશાહની સભામાં પધાર્યા, અને ત્યાંહાં મદીરાપાનમાં ચકચુર બનેલા અસુરવંશના બાદશાહને અને અનેક સામંતોને જોયા ॥૨૨॥ ત્યારે મુકુંદદાસજીના સખા અસફખાન કે જે જ્ઞાતથી મ્લેચ્છ પઠાણ છે, તેને, ત્યાં આચાર્યવેશે પધારેલા શ્રી વલ્લભજીને જોયા ॥૨૩॥ અને અનેક સામંત રાજા (ખંડીયા રાજાઓ) થી વિંટાયેલા, તે આસુરી દેશાધિપતિને, અસફખાને આવી રીતે પ્રાથના કરી ॥૨૪॥ કે હે પૃથ્વીનાથ ! શ્રી ગોકુલનાયક અને શ્રી ગોકુલમાં વસનારા, તેમ બ્રાહ્મણોમાં ઉત્તમોત્તમ, એવા શ્રી દિક્ષિત શ્રી વલ્લભજી અત્રે આવ્યા છે ॥૨૫॥ ત્યારે મદીરાપાનથી મસ્ત મનવાલા બાદશાહે ! અસફખાનના વચન સાંભલીને આચાર્યોમાં શ્રેષ્ટ એવા શ્રી વલ્લભજીને દ્રષ્ટિથી જોયા ॥૨૬॥ અને તે અલૌકીક તેજવાલા, અતિ પ્રકાશમાન, અને અગ્નિની સમાન પ્રકાશવાલા, દિક્ષિતજી શ્રી વલ્લભજીને નીરખીને. પૃથ્વીપતિ સમ્રાટ મનમાં ઘણોજ ખુશી થયો ॥૨૭॥ શ્રી વલ્લભજીએ પ્રસાદી ઉપરણો, માલા, શ્રીફલ, અને નવરૂપીયા, શ્રી આચાર્યજીની રીત પ્રમાણે, તે બાદશાહને આપ્યા ॥૨૮॥ પૃથ્વીપતિ બાદશાહે, એકદમ ઉભા થઇને આદર પૂર્વક્યા બધું બે હાથથી અંજૂલી (ખોબો) કરી ગ્રહણ કર્યું, અને મસ્તકથી વંદન કર્યું ॥૨૯॥ ભસ્મથી દબાએલો અગ્નિ, જેવી રીતે બહાર દેખાય નહી, તેવી રીતે પ્રચંડ શકિતશાલી સમજીને બાદશાહે, દ્વિજોના નાયક શ્રી વલ્લભજીને કહેવા લાગ્યો ॥૩૦॥ દિક્ષિતજી ! તમો ઘણે દુરથી અત્રે શું કરવા આવ્યા છો ? તમો તો બ્રાહ્મણોમાં ઉત્તમ છો, તેથી ચિદ્રુપ સંન્યાસીના વચન પ્રમાણે શામાટે આચરણ કરતા નથી ? ॥૩૧॥ શ્રી વલ્લભજીએ કહયું કે રાજન ! તે સંન્યાસી તો ધર્મનો ઉચ્છેદ કરવા તૈયાર થયો છે, તુલસીની માલા, ઊર્ધ્વપુંડ તિલક વિગેરેનું તો સ્મૃતિ શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે, અને તે પહેલેથીજ સદાચારમાં મુકાએલું છે ॥૩૨॥ તેથી હે રાજન ? ધર્મનો ભંગ કરનારૂં તેવુ વચન, હુ માની

શકતો નથી, અને સ્મૃતિ આદિ શાસ્ત્રોમાં કહેલા, તેમજ અમારા પુર્વના રૂષીમુનીઓએ આચરેલા સ્વધર્મનો, ત્યાગ હુ કોઇ પણ રીતે કરી શકતો નથી ॥૩૩॥ ત્યારે દેશાધિપતિ સમ્રાટે કહયું કે, મ્હારી આજ્ઞાથી દરેક પ્રકારે તમારે ચિદ્રુપ સંન્યાસીનું કહેવુ કરવું પડશેજ, તે સંન્યાસી જે કંઈ કરે છે, તે મ્હારા સુખને માટેજ કરે છે ॥૩૪॥ શ્રી વલ્લભજીએ કહયું કે હે પૃથ્વીનાથ ! ધર્મનો વિરોધ કરનારૂં તેહનુ કહેવું હોય, તો હું કયારે પણ કરનાર નથી ॥૩૫॥ ત્યારે બાદશાહે કહયું કે દિક્ષિતજી ! મ્હારી આજ્ઞા છે કે તમો જલદી માલા તિલકનો ત્યાગ કરો, ફરીથી કહુ છું કે, દરેક રીતે હઠનો ત્યાગ કરીને, મ્હારા કહેવા પ્રમાણે વર્તો ॥૩૬॥ શ્રી વલ્લભજીએ હર્ષથી કહયું કે રાજન ! પ્રિય એવી તુલસીની માલા મ્હારા કંઠની સાથે બંધાઇ ગઇ છે, તેથી તે ધર્મને વધારનારી માલાનો ત્યાગ મ્હારાથી શી રીતે થઇ શકે ॥૩૭॥ બાદશાહે કહયું કે દિક્ષિતજી ! મોતીની માલા અથવા સોનાની તમે લ્યો (પહેરો), પરંતુ આ થોડી કીંમતની કાષ્ટની માલાનો ત્યાગ કરો ॥૩૮॥ શ્રી વલ્લભજીએ કહયું કે, મને સોનાની, મોતીની માલા, મને વ્હાલી નથી, અથવા અન્ય રત્નથી જડીત, પણ મને પ્રિય નથી, મને તો દરેક રીતે સર્વ ફલને આપનારી તુલસીની માલાજ, વ્હાલામાં વહાલી છે ॥૪૪॥ તે કારણથી હે પૃથ્વીપતિ ! શાસ્ત્ર પ્રતિપાદીત ધર્મના સ્વરૂપવાલી, આ માલાનો ત્યાગ હું કયારે પણ કરવાનો નથી, અને મ્હારો દ્રઢ નિશ્ચય છે કે, હું તેનો ભવિષ્યમાં પણ ત્યાગ કરીશ નહી ॥૪૫॥ વૈષ્ણવોત્તમે કહયું કે વૈષ્ણવ ! તે વખતે બાદશાહની કચેરીમાં હાહાકાર વર્તી ગયો, બાદશાહ અને શ્રી દિક્ષિતજી વચ્ચેનું આ વાગ યુદ્ધ જોઇને, આસપાસમાં રહેલા દરેક સામંત રાજાઓ ચિંતા કરવા લાગ્યા ॥૪૬॥ અને શ્રી દિક્ષિતજીના નિર્ભય ઉત્તરથી, બાદશાહના હૃદયમાં પણ મોટો દાવાગ્નિ ઉઠયો, અને હવે તે દાવાનલથી દાઝતા આ સમ્રાટ, મનમાં વ્યાકુલ થયો ॥૪૭॥ કરોડો સૂર્યના તેજથી પ્રકાશ થતા, શ્રી વલ્લભજીના શ્રી અંગને જોઇને, બાદશાહે પોતાના આમાત્ય આસફખાનને બોલાવીને કહયું ॥૪૮॥ બાદશાહે હુકમ કર્યો કે અસફખાન ! જલદીથી વિચાર કરીને આ દિક્ષિતજીને તું સમજાવ, આગ્રહથી પૂર્ણ થયેલા આ મ્હારૂં કહયું શા માટે કરતા નથી ॥૪૯॥

બાદશાહનું વચન સાંભલી અમાત્ય આસફખાન, સ્નેહપૂર્વક, દિક્ષિતજીને પ્રણામ કરીને, પોતાના મુકામમાં પધારવીને, વિનવવા લાગ્યો ॥૫૦॥ આસફખાને કહયું કે હે પ્રભો ! અમારા રાજક્રિય પરિકરના સુખ માટે પણ, આપે પાંચ દિવસ સુધી બાદશાહની આજ્ઞા માનવી જોઇએ, હું તો આપને હર્ષથી પ્રાથના કરૂં છું, શ્રી વલ્લભજીએ કહયું કે માહામાત્ય ! તમારૂં કલ્યાણ થાઓ, અને તમે તમારા સ્થાને જાઓ, શાસ્ત્ર વિરોધી જે કંઇ હશે, તે હુ કરવાનો નથી, ઇશ્વરને પ્રિય એવા ધર્મને, પ્રભુ સિવાય કોઇ સમજી શકતો નથી ॥૫૨॥ વૈષ્ણવોત્તમે કહયું કે વૈષ્ણવ ! આસફખાન શ્રી વલ્લભજીનાં વચન સાંભલીને અતિ વ્યગ્ર થકો, બાદશાહને કહેવા લાગ્યો કે જહાંપનાહ ! દિક્ષિતજી આપની આજ્ઞા તેમજ મ્હારી વિનવની પણ સ્વીકારતા નથી ॥૫૩॥ આસફખાનનું વચન સાંભલીને, તે બાદશાહ એકદમ ચિઢાઈ ગયો, તાપથી તપી ગયો, તેના શરીરમાં કંપ થવા લાગ્યો, અને વિહવલ થઇને, ધર્મ જેને ઘણોજ પ્રિય છે તેવા શ્રી વલ્લભજીને કહેવા લાગ્યો ॥૫૪॥ બાદશાહે આજ્ઞા કરીને દિક્ષિતજી તમે સ્વધર્મને સારી રીતે પાલનારા છે, તેથી જો આ માલાનો ત્યાગ ના કરો તો જલદીથી શ્રી ગોકુલનો ત્યાગ કરી, ગંગાજીના તીર ઉપર કોઇ પણ સ્થલે નિવાસ કરો ॥૫૫॥ હવે શ્રી વલ્લભજીએ કાશી જવા માટે બાદશાહ ઉપર એક પત્ર લખ્યો, અને પોતાનુ કુશલ અનુચરો સાથે તે પત્ર બાદશાહ પાસે મોકલાવ્યો અને પછી પ્રસન્ન થતા પોતાના મુકામે પોધાર્યા ॥૫૬॥ ગુપ્ત ચરિત્રવાલા શ્રી વલ્લભ પ્રભુ, પોતાના મુકામ પોધારે છે, ત્યારે ખુશી થયેલા પોતાના સેવક વર્ગ તરફથી જય જય શબ્દના પોકારો થવા લાગ્યા ॥૫૭॥ પોતાના દરેક વૈષ્ણવો અને અન્ય સજજનો, પણ પ્રેમથી આપ શ્રી વલ્લભજી પ્રભુને મલ્યા, અને વિજયી વલ્લભ પ્રભુના દર્શન કરીને, સર્વેને હર્ષ થયો હરખ મનાવ્યો ॥૫૮॥

ઇતિ શ્રી ગોકુલવાસી મહાવદાસ વિરચિતં, સજજન મંડન ગ્રંથે વિસમો અધ્યાય સંપુર્ણ ॥૨૦॥

---

## ॥ અધ્યાય ૨૧॥

### શ્રી ગોકુલેશો જયતિ

### અથ શ્રી સજ્જન મંડન ગ્રંથે અધ્યાય એકવીસમો આરંભ

વૈષ્ણવોત્તમે કહ્યું કે હે વૈષ્ણવો! બાદશાહ વલ્લભજીને શાહી આજ્ઞા આપી પોતાના મહેલમાં ગયો, અને અપરાધ કરનારો બાદશાહ સુઇ ગયો, ત્યારે તેના અંગો અંગમાં તાપ થયો, અને તેના શરીરને બાળવા લાગ્યો ॥૧॥ નિદ્રા રહીત, સ્પૃહા રહીત, ગર્વ વગરનો, આનંદ રહીત, અને જેણે પોતાના દોષ જાણેલા છે, તેવો તે બાદશાહ, રાત્રિમાં તે ચિંતા કરવા લાગ્યો ॥૨॥ વહેલા પરોઢીયામાં, તે ચક્રવર્તિ સમ્રાટ ઉઠયો, અને પોતાના તાપથી વ્યાકુલ થયેલી પ્રકૃતિ જોઇને, જલદીથી વિચારશીલ આસફખાનને બોલાવ્યા, અને ભયભીત થઇને કહેવા લાગ્યો ॥૩॥ બાદશાહે આજ્ઞા કરી કે આસફ મારા શરીરમાં અસત્ય અગ્નિનો તાપ થઇ રહયો છે, તેને શાંત કરવા માટે જેમ બને તેમ શીઘ્રતાથી. શ્રી દિક્ષિતજીને અત્રે બોલાવી લાવ ॥૪॥ ગઇ કાલે અત્રે આવેલા દિક્ષિતજીને, મેં શાં શાં વચનો કહ્યાં છે, તેમને યાદ નથી તેઓએ મને શું કહયું તે પણ મને યાદ રહયું નથી ॥૫॥ ત્યારે આસફખાને ગઇ કાલનો, શ્રી વલ્લભજી અને શહેનશાહનો વાર્તાલાપ, બાદશાહ સમક્ષ કહી સંભલાવ્યો, તે સાંભળીને બાદશાહ ઘણો વિસ્મય પામ્યો ॥૬॥ બાદશાહે કહયું કે, મેં દુષ્ટ બુધ્ધિથી મોટો અપરાધ કર્યો, કારણ કે શ્રી વલ્લભજીને મેં કઠોર વચનો કહ્યાં ॥૭॥ આટલું કહીને પછી બાદશાહ વિસ્મય પામતો થકો કંપવા લાગ્યો, અને પોતાના મસ્તકને ધ્રુજાવતો, તેમજ પોતાના અંગની અવગણના કરતો થકો, દાંતથી પોતાની આંગલીઓને કરડવા લાગ્યો ॥૮॥ આસફખાને કહયું કે હે પૃથ્વીપતિ! ધર્મનુ પાલન કરવાવાલા શ્રી દિક્ષિતજી તો, કયારનાએ અહીથી પોતાના મુકામે રવાના થઇ ગયા છે, હવે આપ આ પ્રમાણે ચિંતા ન કરો ॥૯॥ શ્રી વલ્લભજી ગંગાજીના તીર ઉપર સોરમજી નામના નગરમાં નિવાસ કરો, એ પ્રમાણે હવે તેઓના સુખ માટે

એક પત્ર લખી મોકલવો જોઇએ ાા૧૦ાા વૈષ્ણવોત્તમે કહયું કે હે વૈષ્ણવ ! ત્યાર પછી બાદશાહે સોરમજીમાં રહેવા વિષેના સમાચાર વાલો, વિવેકયુકત પત્ર લખાવીને, વ્રજનાયક શ્રી વલ્લભજીના તરફ જલદીથી મોકલાવ્યો ાા૧૧ાા શ્રી વલ્લભજી કાશ્મીર નગરમાં બાર દિવસ બીરાજ્યા, અને હવે બીજે દિવસે શ્રી ગોકુલના માર્ગે પાછા ફર્યા ાા૧૨ાા મોટા મનવાલા શ્રી વલ્લભજી, કાશ્મીરથી સીધા શ્રી ગોવર્ધન નાથજી પાસે પધાર્યા, ત્યાં આપ શ્રીજીના મુખકમલને નીરખી, દંડવત કરી, શ્રી ગોકુલ પોધાર્યા ાા૧૩ાા અને ત્યાં શ્રી યમુનાજીના બ્રહ્માંડ ઘાટ ઉપર, શ્રીજી અમુક દિવસ બીરાજી, અન્નકુટ ઉત્સવ કર્યો, ત્યાર પછી પોતાની ચીજ વસ્તુ સોંજ લઇને શ્રી સોરમજી પધાર્યા ાા૧૪ાા હવે શ્રી વલ્લભજીએ પોતાના કુટુંબ સાથે, જ્ઞાતિજનો, અને પોતાના વૈષ્ણવો સાથે, ગંગાજીના તીર ઉપર સોરમજીમાં સુખ પૂર્વક નિવાસ કર્યો ાા૧૫ાા પછી જગતના પ્રભુ શ્રી વલ્લભજી, ત્યાં ચાર માસ બીરાજી, કુટુંબીઓ, જ્ઞાનિજનો, અને પોતાના વૈષ્ણવો, સેવકો, સાથે પાછા શ્રી ગોકુલમાં પધાર્યા ાા૧૬ાા વૈષ્ણવે શંકા કરતા કહયું, જે મિત્ર વૈષ્ણવોત્તમ ! શ્રી વલ્લભજી ગંગા કીનારે શા માટે પધાર્યા હતા ! અને ત્યાં પધારીને ચાર માસ સુધી શા માટે નિવાસ કર્યો ? વૈષ્ણવોત્તમે કહયું કે, તેનું કારણ વિસ્તારથી કહુ છું, તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા, અને ભગીરથ નામના રાજા સૂર્યવંશી, એક રાજાથી પૂજાએલાં, પવિત્ર ગંગાજી, જયારે બ્રહ્મલોકમાંથી પૃથ્વી ઉપર આવ્યાં ાા૧૮ાા ત્યારે સ્વચ્છ શ્વેતજલવાલા ગંગાજીને, દુરથી જોઇને, પ્રચંડ વેગવાલાં શ્રી યમુનાજી, ગર્વવાલાં થઇને પાસે આવીને વચન કહેવા લાગ્યાં ાા૧૯ાા શ્રી યમુનાજીએ કહયું કે હે નદી ! તમે કોણ છો ! કોની તનયા છો ! કોની પત્નિ છો ! કયાંહાંથી આવ્યાં છો ! કયા સ્થલે જવાની ઇચ્છા રાખો છો ! તે મને કહો ાા૨૦ાા ત્યારે ગંગાજીએ કહયું કે, હું બ્રહ્મલોકમાં રહુ છું, અને શ્રી વિષ્ણુ ભગવાનના ચરણમાંથી ઉત્પન્ન થયેલી છું, અને પૃથ્વીમાં દુષ્ટ બુધ્ધિવાલા સાગર રાજાના પુત્રોનો ઉધ્ધાર કરવા માટે આવી છું ાા૨૧ાા હે સખી તમે કોણાં પુત્રિ છો ! કોનાં પત્નિ છો ! કયાંથી આવ્યાં છો ! તમારૂં શું નામ છે ! હે પવિત્ર બહેના, મારા ઉપર કૃપા કરીને તે બધુ મને સમજાવો ાા૨૨ાા ત્યારે શ્રી યમુંનાજીએ કહયું કે,

હું સૂર્યની પુત્રી છું, વ્રજેશ શ્રી કૃષ્ણ પ્રભુના ચરણ કમલમાં આસક્ત છું; અને કાલિંદિ નામના પર્વત ઉપરથી આવેલી છું તે પર્વતે મને પુત્રીની માફક માનેલી છે ॥૨૩॥ ગંગાજીએ કહયું કે હે સુંદર સ્વભાવવાલાં યમુનાજી, તમે શ્રી માધવ પ્રભુનાં પ્રિય છો તેમ પહેલા મેં સાંભલ્યું હતું ઘણા સમયથી તમને મળવાની ઇચ્છા હતી, અત્યારે તમને જોયાં તે ઘણુંજ સારૂં થયું ॥૨૪॥ મ્હારા પૂર્વ જન્મનાં સુકૃત્યને લીધે મારૂં ભાગ્ય સફલ થયું છે, કારણકે આજે તમારા બન્ને ચરણ કમલનો મને સ્પર્શ થયો છે ॥૨૫॥ વૈષ્ણવોત્તમે કહયું કે, ત્યાર પછી મનુષ્યોને પવિત્ર કરવામાં સમર્થ એવાં શ્રી યમુનાજી, અને ગંગાજી, બન્ને જણ પ્રયાગ તિર્થમાં મલ્યાં, અને મળીને તે બન્ને પરસ્પર આનંદ પામ્યાં ॥૨૬॥ ગંગાજીએ કહયું કે હે મંગલકારી શ્રી યમુનાજી તમને હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે તમો સાક્ષાત આનંદ સ્વરૂપવાલાં છો, તેથી આ દાસી ઉપર તમારે હંમેશાં કૃપા કરવી, કલીયુગમાં ઘણા માણસો દુર દુરથી આવીને મ્હારા જલમાં સ્નાન કરશે, એટલે તેજ ક્ષણમાં તેઓ બધા પાપ રહીત થશે ॥૨૮॥ હે શ્રી યમુનાજી ! મ્હરામાં સ્નાન કરનારાઓનું પાપ તો મ્હારા જલમાં રહેલુ છે, તેથી હે અચ્યુત ભગવાનની પ્રિયા ! તમારે કૃપા કરીને જલમાં રહેલા તે પાપનો નાશ કરવો ॥૨૯॥ શ્રી યમુનાજીએ કહયું કે હે ગંગાજી ! પરમ કૃપાલુ શ્રી ભગવાનના ચરણ કમલના કેવલ સ્પર્શથીજ, તમારા જલમાં રહેલું સમગ્ર પાપ ચોક્કસ ભસ્મ થઇ જશે ॥૩૦॥ જગતના જીવો જેને વ્હાલા છે, તેવા હે ગંગાજી ! જ્યારે તમને થોડું પણ દુઃખ પ્રાપ્ત થાય, ત્યારે તમારે જલદીથી મને કહેવું ॥૩૧॥ તે વખતે હું તમારા માટે વ્રજના નાયક શ્રી હરીની પ્રાર્થના કરીશ, અને તે દયાલું પ્રભુ, પોતાના સેવકો માટે શિઘ્રતાથી, કલીયુગમાં અવશ્ય પધારશે. ॥૩૨॥ ત્યાર પછી યશ રૂપી જલવાલા, અને સુંદર એવા શ્રી યમુનાજીનું આધ્યાત્મિક સ્વરૂપ હતું, તે શ્રી હરીના યશનું વર્ણન કરવા માટે પાતાલમાં, શેષ નારાયણ પ્રભુ પાસે ગયું ॥૩૩॥ અને શ્રીમદ ગોકુલનો આશ્રય કરનારા, તેમ શ્રી ગોકુલનાથજીને અતી પ્રિય થતાં, શ્રી કાલિંદીજી વ્રજમાતા, હંમેશાં પુષ્ટી સ્વરૂપે બીરાજે છે ॥૩૪॥ હવે એક વખતે સર્વ સમર્થ અને દયાલુ એવા પોતાના પતિ

શ્રી વ્રજેશ પ્રભુ પાસે શ્રી કાલિંદીજીએ ગંગાજીના કહેલા દરેક દીનતા ભર્યાં વચનો કહી સંભલાવ્યા ॥૩૫॥ હવે પહેલા જ્યારે શ્રી કૃષ્ણ અવતાર શ્રી વિઠ્ઠલેશ્વરજીએ, પ્રયાગમાં ત્યાં શ્રી ગંગાજીના સાન્નિધ્યમાંજ પોતાનો નિવાસ કર્યો હતો ॥૩૬॥ શ્રી વલ્લભજી જેને ઘણાજ પ્યારા છે તેવા શ્રી વિઠ્ઠલેશ્વરજીએ પ્રયાગમાં શ્રી વ્રજેશ્વરના સ્વરૂપે. અનેક ક્રીડા કરી હતી ॥૩૭॥ હવે જ્યાંહા શ્રી ગોકુલમાં, નિવાસ કરનારાં શ્રી યમુનાજી. પુષ્ટી સ્વરૂપે બીરાજી રહ્યાં છે, તે શ્રી ગોકુલમાં, શ્રી વિઠ્ઠલેશ્વરજીએ સહકુટુંબ પરિવાર સહીત પધારવાની ઇચ્છા કરી હતી ત્યારે શ્રી ગંગાજીએ શ્રી વિઠ્ઠલેશ્વરજીના પૂત્ર શ્રી વલ્લભજીને પ્રાથના કરી, કારણ કે હંમેશાં શ્રી વલ્લભજીના ચરણ કમલના સ્પર્શથી, શ્રી ગંગાજીને અંગો અંગમાં આનંદ ઉત્પન્ન થયો હતો ॥૩૯॥ ગંગાજીએ કહયું કે, હે પ્રભુ શ્રી હરી ! પોતાના દાસ વર્ગ સાથે અને પરીવાર સાથે, આપે હરરોજ ચરણ કમલથી મારો સ્પર્શ કરવા માટે પધારવું ॥૪૦॥ વૈષ્ણવોત્તમે કહયું કે, હે વૈષ્ણવ આવી રીતે શ્રી ગંગાજીએ, ચાર વખત શ્રી વલ્લભજીની પ્રાથના કરી, ત્યારે દયાલુ પ્રભુએ પ્રસન્ન થઇને, ગંગાજીની પ્રાર્થના સ્વીકારી ॥૪૧॥ દૂષ્ટ લોકોથી પીડાએલાં ગંગાજીએ, હમણાં પ્રભુની પ્રાર્થના કરી હતી ॥૪૨॥ શરણાગતોની રક્ષા કરનારા, નિરંતર આનંદરૂપ, આનંદનું દાન કરનારા. દયાના ભંડાર, એવા શ્રી વલ્લભજી પોતાના ભકતોના મનોરથોને પુર્ણ કરતા થકા, રમણ કરવા લાગ્યા ॥૪૩॥ હવે ગંગા જળમાં કેવળ સ્નાન કરવાથી, પાપ મુકત થયેલા મનુષ્યોની પીડાથી, પણ શ્રી ગંગાજી દયાલુ શ્રી વલ્લભજીને શરણે આવ્યાં ॥૪૪॥ ગંગાજીએ કહયું કે, હે દીન મનુષ્યોના સ્વામી ! કૃપાના સાગર ! જગતના પતિ શ્રી ગોકુલેશ પ્રભુ ! અનેક પ્રકારના પાપોથી ભરપુર થયેલી આપની દાસીરૂપે રહેલી મ્હારી, આ કલીયુગના સંકટથી રક્ષા કરો ॥૪૫॥ પહેલા શ્રી યમુનાજીએ પણ મ્હારા માટેજ આપની પૂર્ણ પ્રાથના કરી હતી, તેથી તેમની પ્રાથના પ્રમાણે, આપે અહી જલદી પધારવું જોઇએ ॥૪૬॥ દીન બંધુ એવા શ્રી વિઠ્ઠલેશ્વરજીના પૂત્ર શ્રી વલ્લભજીએ

શ્રી યમુનાજીના વચનથી શ્રી ગંગાજીની વિજ્ઞપ્તિ તો સાંભળી હતી ॥૪૭॥ તે બધું લક્ષમાં લઇને, હવે દરેક સેવકો, પરીવાર જ્ઞાતિજનોને સાથે લેઇ, વ્રજના અધિપતિ શ્રી વલ્લભજી, શ્રી ગંગાજીના તીર ઉપર સોરમજી પધાર્યા ॥૪૮॥ અચ્યુત સ્વરૂપે બીરાજતા શ્રી વલ્લભજીના ચરણ કમલના સ્પર્શ માત્રથી, કલીયુગના જીવોના દોષવાલા ગંગાજી, હવે તુર્તજ નિર્દોષ પણાને પ્રાપ્ત થયાં ॥૪૯॥ આ કારણથી પુરૂષોત્તમ સ્વરૂપે બીરાજતા શ્રી વલ્લભજી, ગંગાજીના તીરે સોરમજી પધાર્યા હતા, ત્યારે હે વૈષ્ણવ ! ત્યાંહાં ચાર માસ આપશ્રી બીરાજ્યા, તેનુ કારણ તમોને કહું છું ॥૫૦॥ પહેલાં શ્રી ગંગાજીએ આપશ્રીની ચાર વખત પ્રાથના કરી હતી, તે સારૂ શ્રી વલ્લભજીએ ગંગાજીના તીર ઉપર સોરમજી ચાર માસ સુધી સ્થિતી કરી ॥૫૧॥ શ્રી વિઠ્ઠલેશ્વરજી દાદાજીના સમયમાં પૂર્વે ગંગાજીના તીર ઉપર આપશ્રી ઘણી વખત બીરાજ્યા હતા, ત્યારે પૂર્ણ કૃપા કરીને શ્રી વલ્લભજીએ ગંગાજીને અલૌકીક સુખનું દાન કર્યું હતું ॥૫૨॥ તેમજ પહેલાં શરણે આવેલાં ગંગાજીનો શ્રી કાલિંદીજીએ અંગીકાર કર્યો હતો, અને ફરીવાર શ્રી યમુનાજીની આજ્ઞા પ્રમાણે, શ્રી વલ્લભજી ગંગાજી ઉપર પ્રસન્ન થયા ॥૫૩॥ હવે બાદશાહ તરફથી શ્રી ગોકુલમાં બીરાજવા માટે, સ્નેહ અને વિનયથી ભરેલા અનેક પત્રો, શ્રી વલ્લભજી ઉપર લખવામાં આવ્યા ॥૫૪॥ પરંતુ ગંગાજીના મનોરથને સિધ્ધ કરવા માટે, પોતાની સત્ય વાણીનું પાલન કરનારા શ્રી વલ્લભજીએ, તેથી તે પત્રને તત્કાલ માન્યા નહી ॥૫૫॥ તેમજ પહેલા શરણે આવેલા સુખ પુર્વક ગંગાજીના મનોરથ પુર્ણ કરીને સવત ૧૬૭૭ ના ફાગુણ માસમાં, પવિત્ર દશમીના દિવસે, શ્રી વલ્લભ પ્રભુ પોતાના સ્વજનો, કુટુંબીઓ ! અને જ્ઞાતિજનોની સાથે, લક્ષ્મીજીને સુખ આપનારા શ્રી ગોકુલમાં, પોતાના સ્થાને પધાર્યા ॥૫૬॥ ત્યારે તે તે સમગ્ર વ્રજ મંડલમાં, મોટા જય જયનો શબ્દ થવા લાગ્યો, અને સુંદર ધ્વજા, પતાકા, તેમજ તોરણોથી, શ્રી ગોકુલ શોભવા લાગ્યું ॥૫૭॥ સુંદર સ્ત્રીઓના અનેક ટોલે ટોલાં મલીને, સત્ય પુરૂષોને પ્રિય લાગે તેવું, ગાન કરવા લાગ્યાં

અને ભેરી મૃદંગના તાલો, તેમજ દુદુંભી વાજિંત્રનો મધુર શબ્દ થયો ॥૫૮॥ અને શ્રી ગોકુલનાથજી પોતાના શ્રી ગોકુલમાં પધાર્યા, ત્યારે દેવતાઓ, અને વ્રજમાં નિવાસ કરનારાઓ, તેમજ ઇતર વર્ગ પણ, ઘણાજ ખુશી થયા. ॥૫૯॥ શ્રી વલ્લભજીએ ભુતલમાં, ધર્મને નિર્ભય બનાવ્યો, અને તેની સ્થાપના કરી, શ્રી વલ્લભજીને શરણે આવેલો ધર્મ પણ, અપૂર્વ હર્ષને પ્રાપ્ત થયો ॥૬૦॥ હવે શ્રીમદ ગોકુલમાં, ગાયોની રક્ષા કરનારા શ્રી વિઠ્ઠલે-શ્વરજીના પુત્ર શ્રી વલ્લભજીએ, અનન્ય ભાવવાલા શ્રી પાર્વતી વહુજી સાથે અનેક પ્રકારનું દિવ્ય રમણ કર્યું ॥૬૧॥ તેમજ ભકતની મનઃકામનાઓ પૂર્ણ કરતા ભકતોને માન આપતા વ્રજનાયક શ્રી વલ્લભજીએ, અનેક પ્રકારના મનોરથથી રમણ કર્યું ॥૬૨॥ શ્રીમદ ગોકુલમાં તેવીજ રીતે, શ્રી યમુનાજીના સુંદર તટ ઉપર, અને શ્રી ગિરિરાજજીમાં પણ પોતાના સેવકનું પ્રિય કરતા થકા, આપશ્રી બીરાજ્યા ॥૬૩॥ જે શ્રી નંદરાયજીના પુત્ર છે તેજ આ સાક્ષાત શ્રી વિઠ્ઠલેશ્વરજીના પુત્ર પ્રગટ્યા છે, અને જે શ્રી યશોદાજીને ત્યાંહાં પુત્રરૂપે પધાર્યા હતા, તેજ અહી શ્રી રૂક્ષ્મણીજીના પુત્ર રૂપે પ્રગટ થયા છે, અર્થાત પહેલા શ્રીનંદ યશોદાજીને ત્યાં પ્રગટ્યા હતા, તેજ અત્યારે શ્રી વિઠ્ઠલેશ્વરજી અને શ્રી રૂક્ષ્મણીજીને ત્યાં પધાર્યા છે ॥૬૪॥ આ શ્રી વલ્લભજી વિશુદ્ધ સ્નેહથીજ પ્રાપ્ત થાય છે, બીજા સારા સાધન-વાલા મનુષ્યોને પણ, સ્નેહ ન હોય તો આપશ્રી પ્રાપ્ત થતા નથી, સ્નેહ ચાર પ્રકારનો છે, અને તે વાત્સલ્ય ભાવથી અધિક ગણેલો છે ॥૬૫॥ (૧) પ્રેમ સ્નેહ, (૨) આસકિત સ્નેહ, (૩) વ્યાસનાત્મક સ્નેહ (૪) તન્મય સ્નેહ, આવી રીતે સ્નેહના ચાર પ્રકાર વર્ણવ્યા છે ॥૬૬॥ પાંચ વર્ષની નવ વર્ષની, બાર વર્ષની, અને પૂર્ણ યૌવનવતી કન્યા, જેવી રીતે જુદા જુદા રસવાલી છે, તેમ સ્નેહ પણ ભિન્ન ભિન્ન સ્વરૂપવાલો કહેલો છે ॥૬૭॥ જેનો સ્નેહી ઘણો દુર ગયો છે, તેવી સ્નેહવતી સ્ત્રી, પોતાના ચિત્તને સ્થિર સ્વસ્થ બનાવે છે, તે આ પ્રેમ સ્નેહ કહેલો છે ॥૬૮॥ જે પ્રિયા રાત્રી દિવસમાં એક વખત પોતાના પ્રિયને જુએ, ત્યારેજ જેની

સ્વસ્થતા જલવાઇ રહે, તે આસકિત સ્નેહ કહેવાય છે ॥ ૬૯ ॥ જે પ્રિયાને, પોતાના પ્રિય વિનાનો એક ક્ષણ પણ દુઃસહ થતો હોય અર્થાત ક્ષણ માત્ર પણ પ્રિયનો વિરહ સહન થઇ શકે નહી, આનેજ વ્યસન સ્નેહ કહેવાય છે અને તે સ્નેહ અવિચ્છિન્ન રસને પોષણ આપનારો છે ॥ ૭૦ ॥ જે પ્રિયા પોતાની પ્રિયનાજ શરીરમાં મગ્ન થઇ જાય છે, અને ત્યારે કોઇ પણ જાતના સુખ કે દુઃખને સમજી શકતી નથી, તેને તન્મય સ્નેહ કહેવાય છે, ॥ ૭૧ ॥ જે પ્રિયાને વિરહાગ્નિ વિના, સ્નેહના જેવો કેવલ ધર્મજ દેખાતો હોય છે, તેને વાત્સલ્ય ભાવ કહેવામાં આવે છે ॥ ૭૨ ॥ વાત્સલ્ય ત્રણ પ્રકારનું કહેલું છે, પહેલું સારામાં સારા સ્વાર્થ માટે, બીજુ પોતાના અર્ધ સ્વાર્થ માટે, અને ત્રીજું સ્નેહને વધારનારૂં, વાત્સલ્ય માનેલું છે ॥ ૭૩ ॥ સ્ત્રી હોય અથવા તો પુરૂષ હોય, જે કોઇ હોય, પણ અહી સ્નેહ શાસ્ત્રમાં કુશલજ હોય, તે વિરહના અગ્નિથી પરીપૂર્ણ થઇને ઉપર કહેલા સ્નેહને જાણી શકે છે, અન્યનો અધિકાર નથી ॥ ૭૪ ॥ વૈષ્ણવોત્તમે કહયું કે પ્રિય વૈષ્ણવે, વિશુધ્ધ નિર્વિકાર સ્નેહ, તે ધર્મનું મુલ છે, તે તમને સારી રીતે સમજાવ્યું છે હવે હું તમને ધર્મનો પ્રકાર કહુ છું, તે તમો સાંભલો ॥ ૭૫ ॥

ઇતિ શ્રી ગોકુલવાસી મહાવદાસ વિરચિતં,
સજજન મંડલ ગ્રંથે એકવીસમો અધ્યાય સંપૂર્ણ
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

## ॥ અધ્યાય ૨૨॥

### શ્રી ગોકુલેશો જયતિ

### અથ શ્રી સજ્જન મંડન ગ્રંથે અધ્યાય બાવીસમો આરંભ

વૈષ્ણવોત્તમે કહ્યું કે, હે વૈષ્ણવ! હવે તમને જુદા જુદા રસવાલા ધર્મનું સ્વરૂપ સમજાવીશ, પ્રવાહ, મર્યાદા, અને વિશેષ કરીને પુષ્ટિ, આવી રીતે ત્રણ સ્વરૂપ વાલો ધર્મ છે ॥૧॥ પૂર્વકાલમાં નિપુણ પુરૂષોએ આધિભૌતીક, આધ્યાત્મિક, અને આધિદૈવિક, આવી રીતે ત્રણ પ્રકારના ધર્મનું નિરૂપણ કર્યું છે ॥૨॥ આધિભૌતિક ધર્મની સ્ત્રીનુ નામ સરસ્વતી (સ્વસ્તિ) (કલ્યાણ), અને તે ધર્મની ગતિ સ્વર્ગ લોક સુધીની છે, તેથી આગળ નથી ॥૩॥ આધ્યાત્મિક ધર્મની સ્ત્રીનું નામ દયા કહેલું છે, તેની ગતી તપો લોક સુધીની છે, તેનાથી આગળ નથી ॥૪॥ સર્વ શ્રેષ્ટ આધિદૈવિક ધર્મની સ્ત્રીનું નામ કૃપા કહેલું છે, અને સત્ય લોકના પણ ઉપર સાક્ષાત ભગવાનની સાનિધ્યમાં તેમની સ્થિતિ છે ॥૫॥ પ્રભુ અનુગ્રહથી સારી ગતિવાલા, અને પ્રભુના ચર્ણાવિંદમાં નિરંતર રહેલા ધર્મના ત્રણ બાલકો છે, આનંદ (૧) વિવેક (૨) સત્ય (૩) ॥૬॥ હવે ધર્મના મોટા પુત્ર આનંદ, તેની સ્ત્રી ક્ષમા છે, તેનુ આસન ક્ષમા છે, અને અને બીજા હજારો પુત્ર પૌત્રાદિક છે ॥૭॥ હવે ત્યાગ કરવા લાયક તત્વનો ઉપદેશ કરાયેલ છે, હંમેશાં નિંદવા લાયક અભિમાનનો મોટો પુત્ર પાતક છે, તે અભિમાનની માતા ચિંતા છે, તેની સ્ત્રી નીંદા છે ॥૮॥ તેનુ આસન ચંચલતા છે, અને કિલષ્ટ છે, તેની એક પ્રકૃતિ [સ્વભાવ] છે, તે પ્રધાન છે, તેમજ ધર્મને નાશ કરનારો માયાનો પુત્ર કલી, (કલીયુગ અથવા કલહ), અભિમાનનો પિતા થાય છે ॥૯-૧૦॥

તેમજ મોહ રાગ, મદ, છલ, અદેખાઇ, દ્વેષ, અને દંભ, એ સાત બાલકો અભિમાનના પુત્રો છે, અને તેના પુત્ર પોત્રાદિક તો હજારો થાય છે, તે બધા સાધુ પુરૂષોનો દુઃખ કરનારા છે, અને અસત્ય પુરૂષોને અભિમાનના વંશજો ઘણાજ પ્રિય લાગે છે ॥ ૧૧-૧૨ ॥ સાધુ પુરૂષો ભકતોના સુખનું મુલ ભગવદ ધર્મ છે, અને બીજી દરેક વસ્તુનો ત્યાગ કરીને, તે સુખપ્રદ ધર્મ હંમેશાં આચરણ કરવા લાયક છે ॥ ૧૩ ॥ જે ઠેકાણે તે ભગવદ ધર્મ છે, ત્યાંહાં બરાબર સ્નેહ હોય છે, અને તે સ્નેહ વિરહ અગ્નિથી જોડાય છે, ત્યારે તેમાં સાક્ષાત શ્રી હરી સ્વયં પધારે છે ॥ ૧૪ ॥ આ ધર્મનું મુલ જે દૈન્ય (દિનભાવ) તે ભકતોમાં રહેલો છે, તે દીનતા ભાવથી, દરેક પુરૂષાર્થ સિધ્ધ થઇ જાય છે, અને હંમેશાં દુઃખને હરવાવાલા શ્રી હરી, પ્રસન્ન થાય છે ॥ ૧૫ ॥ શ્રી વલ્લભ પ્રભુની કૃપા મેલવનારા મનુષ્યોએ, અન્યાશ્રય કયારે પણ કરવો ન જોઇએ, અને પાપ રહીત થએલા સાધુ પુરૂષો (ભકતો) નો સમાગમ કરવો જોઇએ ॥ ૧૬ ॥ શ્રીમદ ગોકુલનાથજી પ્રભુને છોડીને, બીજા બધાએ અન્યાશ્રયો કહેલા છે, માટે હંમેશાં ભકતજનોએ તો દરેક પ્રયત્નથી દરેક અન્યાશ્રયનો ત્યાગ કરવો ઉચિત છે ॥ ૧૭ ॥ જેવી રીતે પતિવ્રતા સ્ત્રી હંમેશાં છલ કપટનો ત્યાગ કરીનેજ, પોતાના પતિની ભકિત કરે છે, તેવી રીતે ભકતોએ, આનંદ પૂર્વક શ્રી હરીની સેવા કરવાની છે ॥ ૧૮ ॥ ક્રોધ, અને અભિમાન વગરના ભગવદ ભકતો, ભગવદીયોના સત સંગથીજ, આ દયાલુ પ્રભુને મેલવી શકે છે, કયારે પણ બીજા ઉપાયોથી પ્રભુ પ્રાપ્ત થઇ શકેજ નહી ॥ ૧૯ ॥ મનુષ્યો દરેક પ્રકારના અન્યાશ્રયનો ત્યાગ કરીને, શ્રી ગોવર્ધનનાથજી (શ્રીનાથજી) ની ભકિત કરે, ત્યારે તેહોની કૃપાથી દુઃખને હરવાવાલા શ્રી વલ્લભજીને મેલવી શકે છે ॥ ૨૦ ॥ ભુત, પ્રેત, ગ્રહ, પીડા શુકન, અને અપશુકન નીચગ્રહ, વિગેરેથી ભકતોને જો ભય થાય તો, તે અન્યાશ્રય જાણવો, આવી રીતે ડાહ્યા પુરૂષોએ કહેલું છે ॥ ૨૧ ॥ જ્યાં માયાનો નાશ

કરનારા શ્રી વલ્લભજી હૃદયમાં બીરાજી રહ્યા છે, ત્યાંહાં વૈષ્ણવજન કયારે પણ અપશુકન, નિચગ્રહ, વિગેરેથી ઉત્પન્ન થએલું (થનારૂં) દુઃખ ભોગવતા નથી ॥ ૨૨ ॥ શ્રી ગિરિરાજજીના અધિશ્વર, અને ભકતને હંમેશાં અલૌકિક સુખનું દાન કરનારા, શ્રી વલ્લભજી જ્યાંહાં બીરાજે છે, ત્યાંહાં દરેક પ્રકારે આનંદ થાય છે ॥ ૨૩ ॥ ત્યાં દરેક પ્રાણી માત્રને પ્રકાશરૂપી સુખનું દાન કરનારા, કમલોના પતિ શ્રી સૂર્યનો ઉદય થાય છે, તે સ્થલે લેશ માત્ર પણ અંધકાર હોઇ શકેજ નહી ॥૨૪॥ કરોડો સૂર્ય સમાન કાંતિવાલા, દરેક પુરૂષાર્થની સિધ્ધિને આપનારા, અને તેમજ ભકતરૂપી કમલોના પતિ, એવા આ શ્રી વલ્લભજી સૂર્યની પેરે ઉદય પામ્યા છે ॥ ૨૫ ॥ જેવી રીતે કેસરી સિંહના શબ્દમાત્રથીજ મૃગ વિગેરે વનમાં પશુ, ત્રાસને પામતા થકા, દશેય દિશાઓમાં ચોતરફ જ્યાં ત્યાંહાં દોડે છે ॥ ૨૬ ॥ તેવી રીતે મનુષ્યના મધ્યમાં કેસરી સિંહ રૂપે બીરાજતા, આ શ્રી વલ્લભજીના નામ માત્રથીજ ત્રાસ પામતી વિઘ્નરૂપી મૃગલાઓની પંક્તિ, દશે દિંશાઓમાં પલાયન થઇ જાય છે, તો પછી હે વૈષ્ણવ ! જ્યાંહાં સાક્ષાત કેસરી સિંહ સ્વરૂપે આ શ્રી વલ્લભજી બીરાજે છે, ત્યાં તો વિઘ્નરૂપે આવેલા ક્ષુદ્ર મૃગોની પંક્તિ ની શી કથા કરવી, અર્થાત જ્યાં શ્રી વલવભજી બીરાજે છે, ત્યાંહાં કોઇ દિવસે પણ વિઘ્ન આવતું નથી ॥ ૨૭–૨૮ ॥ હંમેશા દુઃખોને હરનારા આ સાક્ષાત પ્રભુ, પોતેજ જ્યાં ભકતોના હૃદયમાં ભાવ સ્વરૂપે બીરાજે છે, તે સ્થલે પણ નિશ્ચયાત્મક દરેક જીવોના મંગલ થાય છે ॥ ૨૯ ॥ આવા પ્રકારના શ્રી વલ્લભ પ્રભુના દરેક ભકતોએ, પતિ–વ્રતાના સુંદર ધર્મથી, સેવા કરવા યોગ્ય છે, અને શ્રી વલ્લભજી વિશ્વ માત્રમાં આનંદના મહાસાગર છે ॥ ૩૦ ॥ હવે વધારે તો શું કહેવું ? પણ દ્રઢ વિશ્વાસ રાખીને, દરેક સુખની પ્રાપ્તિ માટે ભકતોએ સદાએ શ્રી વલ્લભ પ્રભુની સેવા કરવાની છે ॥ ૩૧ ॥ અત્યારે તો દુષ્ટ પુરૂષોનો બંધુ ધર્મનો શત્રુ, સેવા વિગેરે સુખનો નાશ કરનારો

એવો કલીયુગ વર્તિ રહયો છે, તેથી વૈષ્ણવોએ, સર્વ ભાવથી આ શ્રી પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુની સેવા કરવી ઇષ્ટ છે ॥ ૩૨ ॥ જોકે સત્ય પુરૂષોને, ત્યાગ કરવા લાયક છે, તો પણ કલીયુગમાં ભકતોને માટે સાક્ષાત શ્રી વ્રજેશ પ્રભુ આ શ્રી વલ્લભજી, મનુષ્ય સ્વરૂપે પધાર્યા છે ॥ ૩૩ ॥ જ્યારે કાશ્મીર પધારતા માર્ગમાં પટ્ટી નગરમાં, શ્રી વલ્લભજી પધાર્યા, ત્યારે આપના સેવક ભગવાન દાસની પત્નિએ, કલીયુગની પ્રશંસા કરી હતી કે, કલીયુગના રૂપવાલો ચિદ્રુપ, તું આવ્યો છું તેથી તને ધન્યવાદ છે, કારણ કે નહીતર આ ઇશ્વર સ્વરૂપે બીરાજેલા શ્રી વલ્લભજી, તે અહિંયાં શી રીતે પધારે ? અર્થાત તું ન હોત તો શ્રી વલ્લભજી અત્રે પધારીને અમને કૃતાર્થ ન કરત ॥ ૩૪-૩૫ ॥ કલીયુગનું રાજ જોઇને, પોતાના ભકતોના સુખ માટે, શ્રી પૂર્ણ પુરૂષોત્તમ શ્રી વલ્લભજી, સાક્ષાત પોતેજ પ્રગટ થયા છે ॥ ૩૩ ॥ અને તે પ્રમાણે તે કલીયુગ, ચિદ્રુપ રૂપે આવીને મથુરામાં રહયો છે, એટલા માટે શ્રી હરી પોતે પણ પોતાના ભકતોની રક્ષા કરવા સારૂં, અત્રે પધારેલા છે ॥ ૩૭ ॥ આ કારણથી હું તો કલીયુગરૂપે તે ચિદ્રૂપની, હર્ષથી પ્રસંશા કરીશ, કારણ કે કૃપા કરીને મ્હારે ઘેર પધારેલા શ્રી વલ્લભજી પ્રભુના મને દર્શન થયાં છે ॥ ૩૮ ॥ વૈષ્ણવોત્તમે કહયું કે, પ્રિય વૈષ્ણવ ! આવી રીતે ભગવાન દાસના પત્નિએ કલીયુગની પ્રસંશા કરીને સાક્ષાત શ્રી વલ્લભ પ્રભુની સ્તુતિ કરી, અને ત્યાર પછી પ્રણામ કરીને, અપૂર્વ આનંદનો તેને અનુભવ કર્યો ॥ ૩૯ ॥ તેથી આ ઘોર કલીયુગમાં તો દરેકનો ઉધ્ધાર કરનારા, વ્રજભકતોના મનનુ હરણ કરનારા, વ્રજેશ શ્રી વલ્લભજી સર્વે મનુષ્યે સેવવા યોગ્ય છે ॥ ૪૦ ॥ હવે વધારે તો શું કહેવું ? હમેશાં અખંડ રાસના આનંદની પ્રાપ્તી માટે, દરેક પ્રકારે વ્રજ ભકતોનો સત્સંગ કરવો ॥ ૪૧ ॥ આવી રીતે શ્રી વલ્લભજી, શ્રીમદ ગોકુલમાં અનેક પ્રકારની અલૌકીક ક્રિડાઓ કરતા હતા, ત્યારે કરૂણાના ભંડાર, હમેશાં ભગવદીયોને પૂજવા લાયક, સદાનંદ અચ્યુત પ્રભુના ચરણ કમલનો

આશ્રય કરનારા અને પવિત્ર મતિવાલા, વૈષ્ણવરાજ, કોઇ એક રસીક, વિવેકી, અને શ્રી વલ્લભજીના ચરણ કમલનો દ્રઢ આશ્રય કરનારા વૈષ્ણવોને આ બધુ પવિત્ર ચરિત્ર સમજાવીને, તેની સાથે ગોકુલમાંજ નિવાસ કરવા લાગ્યા ॥ ૪૨ ॥ રસિક ભકતોના રાજા શિરોમણી ઇશ્વર, રસીક ભકતોને અલૌકીક સુખનું દાન કરનારા, અને વ્રજમાં અલૌકીક રસવાલા, રાસમાં વિહાર કરનારા, તે શ્રી વલ્લભજી રસીક ભકતજનોના હૃદય કમલમાં હંમેશાં બીરાજો ॥૪૩॥ મનુષ્યની આકૃતિને ધારણ કરનારા તે શ્રી વલ્લભજી અને શ્રી પાર્વતી વહુજીને ત્યાંહાં, ઉદાર ચરિત્ર શ્રી ગોપાલજી શ્રી વિઠ્ઠલરાયજી, શ્રી બલભદ્રજી, આમ ત્રણ પુત્રો પ્રગટ થયા ॥ ૪૪ ॥ અને અચ્યુત એવા શ્રી વલ્લભજીને ત્યાં, ત્રણ બેટીજીના પ્રાગટ થયાં, તેમાં સહુથી મોટા અને પ્રભુની સેવામાં પરાયણ; એવાં શ્રી રોહીણીજી બેટી હતાં ॥ ૪૫ ॥ શ્રી વલ્લભજીના મોટા પુત્ર શ્રી ગોપાલજી, દરેક વૈષ્ણવોને સુખ આપવા લાગ્યા ॥ ૪૬ ॥ શ્રી વલ્લભજીના દ્વિતિય પુત્ર શ્રી વિઠ્ઠલરાયજીનાં પ્રાણમતિ વહુજી, અને શ્રી ગોવર્ધનેશજી પુત્ર અને ત્રણ બેટીજી પ્રગટ્યાં ॥ ૪૭ ॥ શ્રી ગોવર્ધનેશજીના લક્ષ્મી વહુજી હતા, હવે વ્રજમાં ત્યાર બાદ શ્રી વલ્લભજીના વંશમાં અનેક પુત્ર પૌત્રાદિક પ્રગટ થયાં છે ॥ ૪૮ ॥ વ્રજમાં રાસની રસ પ્રાપ્તી માટે, દરેક પ્રાણી માત્રને ફલ આપનારી આ શ્રી વલ્લભજીની લીલા છે, તે દરેક મનુષ્યોએ હંમેશાં સાંભળવા લાયક છે ॥ ૪૯ ॥ શ્રી વલ્લભ પ્રભુના ચરણ કમલના પરાગના સુગંધની પ્રાપ્ત માટે, અને વિવિધ પ્રકારના રાસ મંડલમાં, રાસથી મદમાતી જે વૃજાંગનાઓ, તેઓના ભાવની પ્રાપ્તિ માટે શ્રી ગોકુલ થઇ રહેલા નિત્ય રાસના સુખનું દાન કરનારા, શ્રી સજ્જન મંડન નામના ગ્રંથમાથી પ્રાપ્ત થતા રસનું, શ્રી વલ્લભજીના સેવકો હંમેશાં પ્રયત્ન પૂર્વક આદર કરીને પાન કરો, ॥ ૫૦ ॥ બ્રહ્માદિક દેવતાઓને પણ અગમ્ય વેદરૂપી જે કલ્પવૃક્ષ, તેના પરીપકવ ફલમાંથી ઉત્પન્ન થયેલા માહાવના વચનોથી, સારી રીતે બતાવેલા એવા

શ્રી સજ્જન મંડન ગ્રંથ રૂપી ઉત્તમ રસનુ પાન કરો, સજ્જન પુરૂષો આદરવાલા થઇને, આ ગ્રંથનુ હંમેશાં અવલોકન કરો ॥ ૫૧ ॥ શ્રી વલ્લભ ( શ્રી ગોકુલેશ ) પ્રભુએ, ભકતોનુ, અને ધર્મોનું રક્ષણ કર્યું છે, તે દુઃખોનું હરણ કરનારા પ્રભુની આ લીલા, અલ્પ બુધ્ધિવાલા મેં મહાવદાસે કરી છે ॥ ૫૨ ॥ તે પ્રભુએ મારા હાથમાં જેવા પ્રકારે આજ્ઞા ( પ્રેરણા ) કરી છે, તે પ્રમાણે મેં આ ગ્રંથ બનાવ્યો છે, તે સજ્જન પુરૂષોએ હંમેશા વાંચવાનો છે, સજ્જન પુરૂષોએ આ ગ્રંથનુ નિત્ય પાન કરવું ॥ ૫૩ ॥ શ્રી વલ્લભજીને બ્રહ્મા, રૂદ્ર, વિષ્ણું, ઇંદ્ર, પૃથ્વી, શેષનારાયણ, અને કુબેર ભંડારી, વિગેરે દેવતાઓ પણ જ્યારે જાણી શકતા નથી. તો હું મંદબુધ્ધિવાલો ( માહાવ ), શી રીતે જાણી શકું ॥ ૫૫ ॥ વિક્રમ સંવત ૧૬૮૭ મું વર્ષ હતું, હેમંત ઋતુ અને પોષ માસનો સમાગમ હતો શુકલ પક્ષ અને સત્ય પુરૂષોના કલ્યાણ કરવાવાલી અતિ પવિત્ર અષ્ટમી તિથી હતી, ત્યારે શ્રી ગોકુલનાથજીનાં જ્યાંહાં નિરંતર દર્શન થઇ રહ્યાં છે તેવા શ્રી ગોકુલમાં, માહાવદાસ તરફથી માહા રસવાલો આ અદ્દભુત ગ્રંથ પ્રગટ થયો છે, સત્ય પુરૂષોએ આ ગ્રંથનું પરિપૂર્ણપણે પાન કરો ॥ ૫૬ ॥ વૈષ્ણવોત્તમે કહ્યું કે હે પ્રિય વૈષ્ણવ ! તમો પણ નિરંતર રસિક વૈણવોની સાથે આ ગ્રંથમાંથી પ્રાપ્ત થયે, વ્રજના રાસની ઝાંખી કરાવનારા શ્રી વલ્વભજીની કથારૂપી અમૃતનું પાન કર ॥ ૫૭ ॥ વૈષ્ણવે કહ્યું કે વૈષ્ણવોમાં ઉત્તમ સ્વરૂપ નૈષ્ટીક ભગવદી, તમારા મુખમાંથી નીકળેલા શ્રી વલ્લભ પ્રભુની કથા અમૃતનુ પાન કરીને, હું તો ધન્ય અને કૃત્ય કૃત્ય થઇ ગયો છું ॥૫૮॥ નીજભકતોએ તો શ્રી વિઠ્ઠલેશશ્વરજીના પુત્ર આ શ્રી વલ્લભજીનુંજ, ધ્યાન અને સેવન કરવું યોગ્ય છે, તેમજ આ શ્રી વલ્લભજીનુ શ્રવણ અને કિર્તન પણ કરવું જોઇએ ॥ ૫૯ ॥ તેથી ઉપર બતાવેલા ઉપાયો કરવાથી સજ્જન વૈષ્ણવો શ્રી વલ્લભ પ્રભુનો સાક્ષાત્કાર કરી શકે છે, અન્ય ઉપાયોથી કાંઇ પણ બનવાનું નથી ॥ ૬૦ ॥

ઇતિ શ્રી ગોકુલવાસી માહાવદાસ વિરચિતં,
સજજન મંડલ ગ્રંથે બાવીસમો અધ્યાય સંપૂર્ણ

સંવત ૧૬૮૭ પોષ સુદ ૮ના રોજ પૂર્ણ કર્યો

ઇતિ શ્રી સજ્જન મંડન ગ્રંથે અધ્યાય ૨૨ મો સંપૂર્ણ

અર્થાત

સજ્જન મંડન ગ્રંથ સંપૂર્ણ

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

---

આ ગ્રંથ મૂળ સંસ્કૃત તથા ગુજરાતી ટીકા ગોસ્વામી
વલ્લભાચાર્ય કુલાવતંશ શ્રી ચતુર્થ પિઠાધિશ્વર
શ્રી દેવકીનંદજી મહારાજ (શ્રી સુરેશબાવાજી)
પાસે હસ્તલેખીત પ્રત છે.

મન્મના ભવ મદ્‌ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ
મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે.
(મારામાં મનવાળો થા મારો ભક્ત થા મારું યજન કરનાર થા મને નમસ્કાર કર. [illegible]) (ગીતા-૧૮-૬૫)
સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ,
અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ
(ગીતા ૧૮-૬૬)
(સર્વ ધર્મો ત્યજી મારે શરણે આવ [illegible] વાત અર્જુનને કહે છે
ધર્મો ઘણાં છે [illegible] દરેક ધર્મને [illegible]
[illegible]